પરમ પૂજ્યપાદ સિદ્ધાન્ત મહોદધિ, કર્મ-સાહિત્ય નિષ્ણાત ગચ્છાધિપતિ આચાર્ય દેવ શ્રીમદ્ વિજય પ્રેમસૂરીશ્વરજી મહારાજા સાહેબના શિષ્ય-રત્ન પરમપૂજ્ય ગુરુદેવશ્રી ચન્દ્રશેખરવિજયજી મ. સા. ની પ્રેરણાથી રાજસ્થાન દેલદર નિવાસી સ્વ. શા. ભુરમલ હીરાચંદજી તથા સ્વ. રત્નકુક્ષી શ્રીમતી સાણુગીબહેનના સુપુત્ર નેનમલ તથા પુત્ર વધુ અ. સૌ. વસંતાબહેન નેનમલે કરેલ વર્ષીતપની આરાધનાર્થે વિ. સં. ૨૦૩૯ ના અક્ષતતીયાના પારણા પ્રસંગે વર્ષીતપ કરનાર પુણ્યાત્માઓની અનુમોદનાર્થે સાદર સમર્પણ.

લિ.

કાન્તિલાલ, ડાહ્યાલાલ, કનૈયાલાલ ગુલાબચંદ મણીકાન્ત, અનીલ, સુધીર, લલિત, વિક્રમ, પ્રસન્ન, નિસીત, પપ્પુ, અને સમસ્ત રતનપુર ચૌહાણ પરિવાર

ફર્મ

શા. નથમલ નેનમલ એન્ડ કાં
ચ પાગલી. મુંબઈ-૨

# વંદના

## મુનિશ્રી ચન્દ્રશેખરવિજયજી



'જગતની પુણ્યજનિત કોઈપણ શક્તિનુ પાયક-મૂળ' તો માત્ર અરિહંત-વંદના છે જે અરિહંતનો સાચો ભક્ત નથી એ જ દુખો પામે છે અને વાસનાએ પીડાય છે' આ મહાસત્યને વિવિધ લેખો દ્વારા રજૂ કરતુ પુસ્તક



પ્રકાશક :

**કમલ પ્રકાશન ટ્રસ્ટ**
૫૦૮૨/૩, બીજે માળે,
યાજ્ઞિક ઇન્સ્ટિટયૂટ સામે,
રતનપોળના નાકે,
ગાંધી રોડ, અમદાવાદ–૧
ફોન : ૩૮૫૭૨૩

લેખક-પરિચય :
સિદ્ધાન્તમહોદધિ સચ્ચારિત્રચૂડામણિ
સ્વ. પૂજ્યપાદ્ આ. ભગવંત શ્રીમદ્વિજય
પ્રેમસૂરીશ્વરજી મહારાજા સાહેબના વિનેય
**મુનિશ્રી ચન્દ્રશેખરવિજયજી**

મૂલ્ય
૪-૦૦

પ્રથમ સંસ્કરણ : નકલ : ૨,૦૦૦
વિ. સં. ૨૦૨૩, આશ્વિન પૂર્ણિમા

દ્વિતીય સંસ્કરણ : નકલ : ૧,૦૦૦
વિ. સં. ૨૦૩૪, તા. ૮–૨–'૭૮

તૃતીય સંસ્કરણ : નકલ : ૨,૦૦૦
વિ. સં. ૨૦૩૬ તા. ૨૦–૧–'૮૦



મુદ્રક :
જયન્તિલાલ મણિલાલ શાહ
ધી નવપ્રભાત પ્રિન્ટીંગ પ્રેસ,
ઘીકાંટા રોડ, અમદાવાદ.

પાપનિક દના

# વંદના

કોઈ મને પૂછે

શુ મળ્યુ તમને પદર વર્ષના જીવનમાથી ?

તમે ન્યાય ભણ્યા, કયો ન્યાય શીખ્યા ?

વ્યાકરણ ભણ્યા, 'જીવન' શબ્દનો ફલિતાર્થ શુ કાઢયો ?

સાહિત્યે શુ શીખવ્યુ ?

પૂજ્ય આગમ ગ્રન્થોનો સાગર વલોવીને કયુ નવનીત તારવ્યુ ?

જીવનના અનુભવોનુ તારણ શુ ?

આવેલી માદગીઓના સમયના ચિતનનો સાર શુ ?

ભૂલાઈ ગએલા આધ્યાત્મિક તેજીમ દીના કડાકાનો રણકાર શુ ?

ત્યાગ-તપે કાનમા શુ કહ્યુ ?

જપની આરાધનાએ એકાતમા શી વાત કરી ? ગુરુ-સેવાના ક્ષયોપશમે પ્રકાશ શો પાથર્યો ? પદર પદર વર્ષના જીવનનો સર્વગ્રાહી સાર શો પામ્યા ?

એક જ શબ્દમા બધા જ પ્રશ્નનો મારો જવાબ આ છે

વદના વદના . વદના

ચીનમાં એક જ વાત ચોમેર વહી ગઈ છે કે ચીનાઓના વિકાસમાં માઓત્સે તુંગની વિચારધારાનો સ્વીકાર જ કામ કરે છે. અને એ વિકાસના રોધમાં 'માઓવાદ'ની પૂજામાં ક્યાંક રહી ગએલી કચાશ જ કારણભૂત બને છે. હજામ ન કમાતો હોય, પાકની સારી ફસલ ખેડૂત ન ઉતારી શક્યો હોય, લશ્કરને પરાજય સાંપડતો હોય, શરીરમાં કોઇ રોગ પેદા થયો તોય-ક્યાંય પણ-માઓ પૂજામાં રહી ગએલી કચાશને જ કારણ જણાવવામાં આવે છે. અને ચીનાઓની કોઈ પણ પ્રગતિ માઓપૂજાને આભારી છે. ચીનાઓની કોઈ પણ આપત્તિ એ પૂજાની કચાશને આભારી છે.

હજારો પ્રશ્ન એક જ જવાબ.

વિનોબા પણ આવું જ કાંઇક કરે છે. રાષ્ટ્રની પ્રગતિ અંગેના હજારો પ્રશ્ન સામે એક જ જવાબ સહુને આપે છે. ભૂદાન કરો....તમારા બધા પ્રશ્નો હલ થઈ જશે.

મારા વિષયમાં પણ કંઈક આવું જ બન્યું છે. આધ્યાત્મિક જીવનના પંદર વર્ષના અનુભવોથી અને જીવનમાં આવેલી આધ્યાત્મિક ચઢતી-પડતીઓની ફલશ્રુતિ રૂપે એક વાત ખૂબ જ ચોક્કસ રીતે મારા હૃદય ઉપર કોતરાઈ ગઈ છે કે પંચ છે કે પંચપરમેષ્ઠી ભગવંતોના ચરણોમાં પેશ થતી ભાવભરી વંદનામાં જ આધ્યાત્મિક વિકાસ છે.

જ્યાં વંદના છે ત્યાં વિકાસ છે. જ્યાં એ વંદના નથી ત્યાં એ વિકાસ શક્ય જ નથી.

ભગવાન હરિભદ્રસૂરીશ્વરજી મહારાજાનું પેલું વાક્ય યાદ આવે છે. धर्म प्रति मूलभूता वन्दना.

તપત્યાગના કર્મયોગની, સ્વાધ્યાયરમણતાના જ્ઞાનયોગની અને જગપ્રણિધાનના ધ્યાનયોગની હરિયાળી એ તરુવરની મસ્તી તો જ પોતાની મસ્તાનિયાત માણી શકે જો એના મૂળિયા વંદનાની અંતઃસ્રોતા ઝરણીને સ્પર્શેલા હોય!

આગ વરસાવતો કષ્ટી જીવનનો તાપ!

અને ગમે ત્યારે પજવવાને ટેવાએલા કર્મરાજનો સંતાપ!

તક મળતા જ તૂટી પડવાના અપ્રતિમ કૌશલવાળો મોહરાજનો પ્રતાપ!

મૈયારી! તાપ, સંતાપ અને પ્રતાપની આગ વરસાવતી ત્રિપુટી વચ્ચે ઊભતું જીવનતરુ પોતાના જ્ઞાનધ્યાન અને કર્મયોગની હરિયાળીને લીલીછમ રાખી શકે? મદમસ્ત રીતે ડોલતી ખીલતી સાચવી શકે?

અસંભવ અસંભવ વંદનાની અંતઃસ્રોતા સરિતાને જો એના મૂળિયા ન અડે અડવા લાચાર બને તો શક્ય જ નથી ત્રિપુટીના ધોમધગતા બળબળતા તાપ વચ્ચે લીલાછમ જીવન જીવવાનું! રે! જીવનનું અસ્તિત્વ જ ટકાવવાનું અશક્ય છે

એક બાજુ પડું પડું થઈ રહ્યુ છે કર્મરાજનું તાતું સૈન્ય!

બીજી બાજુ ઘોડાવેગે ધસતા આવે છે અનાદિ વાસનાના પૂર!

ત્રીજી બાજુ વીંઝાયો છે વાવંટોળ ચોમેર સ્વચ્છંદતાનો!

અને ચોથી બાજુ આત્માના પ્રદેશે પ્રદેશે વળગી પડી છે સુખશીલ જીવનના પ્રેમની લાખો ઊધઈઓ !

બહાર તૂફાન જાગ્યું છે વંટોળનું.

અંદર ભીષણ ચટકા લાગી રહ્યા છે ઊધઈના.

આ બધાયનો સફળ મુકાબલો શે થાય? મારા જીવનમાં તો મેં ખૂબ અનુભવ્યા છે બાહ્ય–અભ્યંતર તૂફાન! અને ખૂબ તપ્યો છું પેલી તાપ–ત્રિપુટીની આગઝાળમાં! અને એમાંથી જ મેં શોધી કાઢ્યું છે પરમેષ્ઠીવંદનાનું અમોઘ બળ.

બધાયનો મુકાબલો કરી શકે, બધાયને મહાત કરી શકે, સહુને નિષ્ફળ બનાવી શકે એવું આ એક જ દેખાયું છે જીવનનું કવચ–વંદના.

ભલે કદાચ ચોવીસેય કલાકના મુનિજીવનના મારા વિવિધ યોગો–અશુદ્ધિ–આશાતના, વિરાધના, અવિધિ, શૂન્યમનસ્કતા વગેરેથી ખરડાઈ જતાં હશે અને તેથી નિર્બળ પણ બનતાં હશે.

પણ....પણ તદ્દન સાચું કહું છું કે જ્યારે મારી પરમેષ્ઠી, માતાઓને હું ભાવભરી વંદના અર્પું છું, એના ચરણોમાં આળોટી મસ્તાનિયત માણું છું, ત્યારે તો ખરેખર હું વિશુદ્ધયોગનો અવ્વલ સ્વામી બનું છું.

મારા જીવનની એ જ પળોને હું ધન્યતમ માનું છું.

એ જ પળોમાં મારા મુનિજીવનનું હું સાર્થક્ય માનું છું. મને આવી વંદનાઓ જ ટકાવી રહી છે; મુનિજીવનનો માશુક બનાવી રહી છે; મારા આંતરજીવનમાં ક્યાંક પણ અજવાળાં પથરાવી રહી છે....મને જીવન જીવવા જેવું છે

એમ સતત જણાવી રહે છે જીવનમા જો આ 'વદના' જ ન મળી હોત, બાકી બધુ જ મળ્યુ હોત, કદાચ મારુ જીવન અતિશય બિહામણુ હોત! વદના વિનાનુ જીવન! રે! એવા જીવનની તો પળેપળ પાપોથી ખરડાએલી જ હોય! અગારા જેવા એ જીવનને તો જે અડે તે ચ દાઝીને ચીસો જ પાડે! એવા જીવન કરતા તો મૃત્યુ જ વધુ પસદ

પાપ જો પાપ તરીકે લાગતુ હોય, પાપનો તિરસ્કાર જો ઉરમા ખરેખર વ્યાપી ગયો હોય, છતા પાપ કેડો છોડતુ ન હોય પણ એ પાપની નાશની આગભરી ઇચ્છા જાગી હોય તો તો

તૂટી પડો દેવગુરુના ખોળામા
ઝૂકી પડો દેવગુરુના ચરણોમા
મરી ચડો દેવગુરુની સેવામા
લાગી પડો, દેવગુરુની વદનામા..

નિષ્પાપને વદના જ આપણા પાપોનુ નિકંદન કાઢશે, પાપના અશુભ અનુબધોને એ જ તોડશે, ધર્મના શુભાનુબધોને એ જ જોડશે

જો આ તોડ અને જોડની સફળ આરાધના કરી લેવી હોય તો એક જ ઉપાય છે પાપનિકદના—વદના—ને જીવનસાત્ આત્મસાત્, ધાતુસાત્ કરી લેવાનો

આધ્યાત્મિક દુનિયામા વસતા લોકોની સુખાકારી, એમના જીવનની શાન્તિ, પવિત્રતાના એમના પ્રાણનુ સરક્ષણ અને સવર્ધન બધુય વદનામા જ સમાએલુ છે

જ્યાં વંદના છે ત્યાં પાપ હશે તો ય તેનું ધોવાણ થશે. જ્યાં વંદના નથી ત્યાં પુણ્યના ઝબકારા હશે તોય તે ભડાકા બનીને એ જ પુણ્યવાનનો પ્રથમ ભોગ લેશે.

વંદના વિના પાપનિકંદના શકય જ નથી.

વંદના સાથે પાપોનું જીવન શકય જ નથી.

જીવનમાં જે કાંઈ આરાધના ન હોય તેને તાણી જ લાવવું હોય.

જે કાંઈ વિરાધક ભાવો આવી પડચા હોય તેને તગડી જ મૂકવા હોય તો એક જ ઉપાય છે–ગુણિયલ પુરુષોને ભાવભરી વંદના....

સિવાય તો પાપવાસનાના વિનાશનો કોઈ જ રસ્તો દેખાતો નથી.

વંદનાવિહોણા જ્ઞાનાદિયોગો પણ વાસનાવિનાશક ન બની શકે.

જળ વિનાનો એકલો સાબુ, એકલા અરીઠા કે એકલો સોડા શરીરને ઘસઘસ કરવાથી તો શરીરના મેલ ન જ જાય, બલ્કે શરીર છોલાઈ જાય.

વંદના જળ છે; જ્ઞાનાદિયોગો સાબુ વગેરેના સ્થાને છે.

એકલા સાબુ વગેરે મેલ ધોઈ ન શકે કિન્તુ એકલું પાણી તો જરૂર ધોઈ શકે, સાબુ પાણી બેય મળે તો તો અતિસુંદર!

એવું તે કયું બળ હશે વંદનામાં....જેને પાપોના ધોવણ કરે, પુણ્યોના ઉપવન ઉગાડે....છે કોઈ વૈજ્ઞાનિક તર્ક? હા....જરૂર.

સિદ્ધભગવંતો ભલે અંતરમાં સાક્ષાત્ પધારતા નથી ભક્તોના પાપ ધોવા, પરન્તુ ભગવંતોને કરાતી શત શત–વંદનાનો જે ભાવ છે તે જ તો ભગવંતમય બનીને ભગવાન બન્યો છે આ ભાવભગવાન તો અંતરમાં જ પ્રગટ્યા છે, અંતરમાં જ સ્થિર થયા છે એમના પધારવાથી તો અંતરના પાપોના ધોવણુ થાય અને પુણ્યના ઉપવનો ખીલી ઊઠે તે ખૂબ જ તર્કસંગત છે માટે જ જણાવું છું કે જો અધ્યાત્મના પ્રાણને ધબકાવવો હોય તો ભગવંતોનું પ્રણિધાન કરો ભગવંતોને વંદના અર્પો ભગવંતમય બની જાઓ

ભલે હોય આ એક ક્ષણની સાધના, પણ એ અનંતબલીની આરાધના છે, અનંતબલી ભાવભગવંતના તો એમાં પનોતા પધરામણા છે, અહીં ક્ષણનો પ્રશ્ન જ નથી અમૃતનું તો સ્વલ્પ આચમન પણ બસ થઈ પડે છે, વિષનો વિનાશ વેરવા

અગણિત પાપોની નિકંદના આવી ક્ષણ ક્ષણની અભેદ-વંદનાઓ જ કરશે

વિપુલ પુણ્યના બંધ પણ એ જ કરશે.

પાપનિકંદના વંદના! તને મારી શત શત–વંદના

પુણ્યજનની વંદના, તને મારી લાખ લાખ વંદના



# • ક્રમદર્શન





## કમલ પ્રકાશન ટ્રસ્ટ તરફથી બહાર પડતાં પુસ્તકોનાં પ્રાપ્તિસ્થાનો :

•

**સોમચંદ ડી. શાહ**
સુઘોષા કાર્યાલય
જીવનનિવાસ સામે,
પાલિતાણા (સૌરાષ્ટ્ર)

•

**જૈન પ્રકાશન મંદિર**
જસવંતલાલ ગિરધરલાલ
દોશીવાડાની પોળ, કાળુપુર
અમદાવાદ-૧

•

**સેવંતીલાલ વી. જૈન**
૨૦, મહાજનગલી, ૧લે માળે
ઝવેરીબજાર, મુંબઈ-૨

•

**શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ જૈન પુસ્તક ભંડાર**
એસ. ટી. બસ સ્ટેન્ડ પાસે;
શંખેશ્વર તીર્થ (વાયા-હારીજ)

મુખ્ય ઓફિસ :
**To,**
**કમલ પ્રકાશન ટ્રસ્ટ**
૫૦૮૨/૩, બીજે માળે,
યાજ્ઞિક ઇન્સ્ટિટ્યૂટ સામે,
રતનપોળના નાકે,
ગાંધીરોડ, અમદાવાદ-૧
Phone : 385723

## વંદના
## [૧]

સર્વધર્મમાં શિરોમણિ, સર્વધર્મોમાં પ્રથમ, સર્વથી નાનો છતાં સર્વથી મોટો, સર્વના સારભૂત, સર્વમાં સમાયેલો જો કોઈ ધર્મ હોય તો તે શ્રીનમસ્કાર છે એ મંત્રસ્વરૂપ તો છે જ પણ જ્યારે એ આતર-ભાવ-સ્વરૂપ બની રહે છે ત્યારે એ જ શ્રીનમસ્કાર એના વાસ્તવિક સ્વરૂપમાં પુરબહારમાં ઝળકતો દેખાય છે શ્રીનમસ્કારનું મૂળ અંતરાત્મામાં જ ઉત્પન્ન થાય છે બહિરાત્મા શ્રીનમસ્કારને સમાવી શકતો નથી

ત્યાગ કરો, કોઈ તપ કરો, કોઈ શાસનપ્રભાવક કાર્ય કરો, એવો કોઈ પણ ધર્મ કરો, પણ જો ત્યાં નમસ્કાર નથી, એટલે કે નમસ્કાર ભાવ નથી તો એ બધાય અહંકારગ્રસ્ત ધર્મો દેખાવે કરવામાં કે કહેવામાં ભલે સુંદર હોય પણ એવા ધર્મોનું સેવન કે અનુમોદન વિપાકમાં તો કટુફળને જ જન્મ આપે એ નિશ્ચિત હકીકત છે

અહંકારગ્રસ્ત ધર્મ કિંપાકફળ તુલ્ય જ કહી શકાય. પાપાનુબંધી પુણ્યનો જનક એ ધર્મ જીવને અનંતસંસારની લ્હેન કરે તો તેમાં કશુંય નવાઈ પામવા જેવું નથી.

યાદ રાખજો, ધર્મ ખરાબ નથી પણ અહંકાર ખરાબ છે, એથી જ એ ધર્મ વિષમિશ્રિત દૂધપાકનો કટોરો બની રહે છે. જેમ અહંકારગ્રસ્ત ધર્મ સંસારવર્ધક બને છે તેમ એ વાત પણ ખ્યાલમાં રાખવી જોઈશે કે નમસ્કાર-પૂત સંસ્કાર પણ સંસારને નિરનુબંધ બનાવી દેવા સુસમર્થ હોય છે. સમ્યગ્દૃષ્ટિ આત્માને સંસાર સેવવો જ પડે તોય તેને નમસ્કારથી જ આરંભે. સંસારના વિષની ભયાનક શક્તિને હણી નાંખવા માટે નમસ્કારના અમૃતબિંદુનો એ રીત છંટકાવ અવશ્ય કરે. એ સમજે છે સંસારસેવનની ભયાનકતાને! તેનાથી ઉગ્ર રીતે મલિન થતા વાયુમંડળમાં ભરખાઈ જતાં અનેક ભાવુકાત્માઓની બરબાદી! એવું રખે બની જાય તે માટે જ તે પ્રથમ તો શ્રીનવકારના શરણે જાય! લઘુ બને! નમ્ર વિનમ્ર બને! સંસારને આચરવા પૂર્વે જ રોવા લાગે, આચર્યા પછીય પોક મૂકીને રડે! આવો સંસાર નમસ્કારપૂત કહી શકાય! પછી એવા સંસારસેવનમાં કોઈ સામર્થ્ય જ રહેતું નથી આ સંસારનાં અનુબંધો ચલાવવાનું! ભવની ભયાનક પરંપરાનું સર્જન કરવાનું!

આજે પણ એવું એક સમ્યગ્દૃષ્ટિ શ્રાવક–શ્રાવિકાનું યુગલ છે, જેણે પોતાનાં સંતાનોને કહી દીધું છે કે, 'પાપ-

ગય સંસારમાં પડવું જ હોય તો નવ લાખ શ્રીનમસ્કાર જપવા જ પડશે!' ઘરમાં કોઇ પણ છોકરાને નવા કપડાં સિવડાવવા હોય તો પ્રથમ સાતા અઠ્ઠમનો તપ કરાવે છે, હજાર શ્રીનમસ્કારનો જપ કરાવે છે, પછી જ કપડાં સિવડાવી આપે છે!' શું સમજવા હશે એ માત-પિતા! એક જ વાત કે ભયાનક અધર્મ પણ જો શ્રીનવકારના સહસ્રાવધિ જપથી ભાવિત કરી દેવામાં આવે તો એ અધર્મનું સેવન કરનારા સંતાનો ક્રૂર પાપોના ભાગીદાર ન બને શ્રીનમસ્કાર એમને ઉગારી જ લે!

આપણે આ વાત હૃદયમાં સ્થિર કરી દેવી જોઈએ કે શ્રીનમસ્કાર અને તેના ભાવથી (લઘુતાથી) ભાવિત થયા વિનાના તમામ નાના-મોટા ત્યાગતપાદિના યોગો અહંકારથી ખરડાઈ જઈને ક્રૂર સંસારની હોનારતો જ સર્જવાના છે! "धर्म प्रति मूलभूता वन्दना!" એ શાસ્ત્ર-વચનને અહીં ટાંકયા વિના ચિત્તને શાન્તિ થાય તેમ નથી વિશાળ એવા ધર્મના વૃક્ષમાં મૂળભૂત વસ્તુ કોઈ હોય, એ ધર્મવૃક્ષનો જો કોઇ પ્રાણ હોય, સાર હોય કે આધાર હોય તો તે વંદના છે ગુણીજન પંચપરમેષ્ઠી ભગવંતો છે તેમને જે વંદના એટલે જ શ્રીનમસ્કાર! આમ ધર્મ પ્રતિ મૂળભૂત વસ્તુ શ્રીનમસ્કારને જ કહેલ છે

બીજા બધા ધર્મો નમસ્કારભાવ વિના હજુ એવી ચાકાય તેમ છે અને તેથી જ જેમની ખોપરીના ચૂરેચૂરા

કરી નાંખવાની મોહરાજને મેલી મુરાદ થઇ છે તેમને વધુ ઊંચે લઇ જવા માટે જ એ મોહરાજ સર્વવિરતિના શિખર ધર્મો સુધી એને ચડાવી દે છે. આ ધર્મો શ્રીનમસ્કાર ભાવવિહોણા બની રહે એ પણ સંભવિત બને છે કેમ કે એવી ટોચને પામેલા પોતે જ પોતાને નમસ્કાર્ય માની લેવાની ભૂલ કરી બેસીને નમસ્કાર ઝીલતા જાય છે, એમને વળી નમસ્કાર કોને કરવા ? આવી સ્થિતિમાં સપડાયેલા એ ધાર્મિક આત્માઓ (!) શ્રીનમસ્કારના શરણના અભાવે એ ટોચ-ધર્મોથી પટકાય છે. એવી નિગોદોમાં એ ઝીંકાય છે જ્યાં તેમનું અસ્તિત્વ માત્ર ટકતું રહે છે. શેષ બધું નામશેષ થઇ જાય છે ! આથી જ સર્વધર્મોનો પ્રાણ શ્રી-નમસ્કારભાવ છે, સર્વધર્મનો પ્રાણ પણ એ જ બની રહે છે.

તમારી આંખ સામે કેટલીવાર વૃક્ષો અથડાયા કરે છે ? પણ તમે ક્યારેય ત્યાં શ્રીનમસ્કારનો વિચાર કર્યો છે ? વૃક્ષ એટલે સેંકડો હજારો વર્ષની શીર્ષાસનની સજાને પામેલું કર્માપરાધી જંતુ જ છે ને ? શા માટે એનું માથું નીચે (મૂળથી પાણી પીએ છે માટે) અને પગ ઉપર, તેય સેંકડો હજારો વર્ષો સુધીનું સ્વેચ્છાનું આ શીર્ષાસન નથી હોં ! આ તો છે કર્મરાજની ક્રૂર સજા ! માનવજીવન મેળવીને જેણે લઘુતા કેળવી જ નહિ, જે ક્યાંય કોઇને ય નમ્યો નહિ, એને કર્મે આ સજા નથી ફટકારી શું ? જે વખતે નમવા માટે પાત્ર મળ્યું હતું; માથું મળ્યું હતું; ઇચ્છા કરતાંની સાથે વળી જાય તેવી ડોક મળી હતી

અને છતા ન નમ્યો તો આ સિવાય બીજી કઈ સજા યોગ્ય ગણાય? સજાની ખૂબી તો જુઓ કે એ બિચારા વૃક્ષનુ આખુય શરીર પર માટે બની રહે, સમગ્ર જીવન-કાળમા એ સતત પરાર્થકરણ કર્યા જ કરે–એ છાયા આપે તો પરને, પોતે તો ધૂમ તાપમા શેકાયા જ કરે, મધુર ફળ આપે પરને, પોતાને તેના સ્વાદનુ નામ જ નહિ, અગ ઢાકે (છાલથી) પરના, પોતે સદૈવ દિગબર! બધુ જ પર માટે, સ્વકાજે કશુ નહિ છતા એ પરાર્થનુ કોઇ જ મૂલ્ય નહિ! એકાન્ત પરાર્થશીલને સસાર–મુક્તિની તો વાત નહિ પણ સજામા જરાય મુક્તિ નહિ!

ન નમ્યાનુ જ આ પરિણામ છે ને? નમવાનુ મળે છતા ન નમે તેની સામે કર્મરાજનો હટર કેવો વીઝાય છે એનુ પ્રત્યક્ષ દર્શન વૃક્ષમા કરો!

પણ આટલી ઉગ્ર કર્મસત્તાનેય આખના પલકારામા નમાવી દેવાનુ સામર્થ્ય નમસ્કાર–ભાવનામા છે માટેસ્તો કહ્યુ છે ને નમો ઇતિ ક્રમ—નમસ્કાર એ ઉગ્ર પ્રકારની યોગ-સાધના છે એનો સ્વામી ભયકરમા ભયકર કર્મરાજને પળ–બેપળમા હતપ્રહત કરી નાખે છે નમસ્કારભાવ દેખાવમા ભલે અતિ વિનમ્ર છે પરતુ એના જેટલી ઉગ્રતા તો ઉગ્રાતિઉગ્ર કર્મરાજમા પણ નથી કર્મરાજ તો હજી કોઇ ઉપર કામચલાઉ મહેર પણ કરશે પરતુ શ્રીનમસ્કાર ભાવ કર્મરાજની વિરાટ સલ્તનતની કદી દયા ખાતો નથી.

એ આખી સલ્તનતનો સર્વનાશ નોતર્યા વિના જંપતો નથી. ભલે એ અગ્નિનો કણ છે પણ કર્મ સલ્તનતના ઇંધણને પ્રાપ્ત કરતો જતો એ મહાનલ છે! ભલે એ બચ્ચું છે પણ વનકેસરીનું! બાવળ ચાવતી બકરીનું નહિ! એ વામન ભલે લાગે પણ એ તો વિરાટનો પણ છે વિરાટ!

માનવને વૃક્ષ બનાવીને નતમસ્તકે ઊભું ન રાખ્યું અને ઊંધે મસ્તકે ખડું કરી દીધું. તેય સેંકડો વર્ષો સુધી! સ્વરૂપે દિગંબર! બળબળતા તાપોની વચ્ચે! એ સૂચવે છે કર્મરાજની ઉગ્રતા!

પણ એવા ઉગ્ર કર્મરાજની આખી સલ્તનતને આત્માના તમામ પ્રદેશોમાં પળ–બેપળમાં મડદાં કરીને ટાળી નાંખીને એની કબરો ઉપર આત્માને અનંત સુખના સ્વામિત્વની દેન કરી દેનાર શ્રીનમસ્કારની ઉગ્રતા કેટલી વિરાટ છે એનો પણ ખ્યાલ કરવા જેવો છે!

પ્રકૃતિને પણ જોતાં આવડશે તો શ્રીનમસ્કારાદિ ધર્મોની ઉગ્રતા અને અધર્મોની નીચતા બહુ સારી રીતે સમજાઇ જશે.

વૃક્ષ જોતાં શ્રીનમસ્કારને યાદ કરો! ઊંટ દેખાય ત્યારે બેધડક બોલી ઊઠો કે આ ઊંટનો જીવ બેશક પૂર્વ-જીવનમાં માનવ હશે, એટલું જ નહિ પણ રૂપસૌંદર્યનો સ્વામી પણ હશે. પણ એ બિચારાએ રૂપનો ગર્વ કર્યો હશે,

એથી જ આજે એને કુરૂપ મળ્યું ! અઢારેય વાંકા મળ્યા ! જેને જે ન મળ્યું હોય તેણે તે ઇન્દ્રિયના સ્વામિત્વનો કે તે ઇન્દ્રિયથી ભોગવી શકાતા સાધનોના સ્વામિત્વનો અહંકાર અવશ્ય કર્યો જ હોય ! તો જ તેને તે ઇન્દ્રિય કે ઇન્દ્રિયથી ભોગ્ય પદાર્થ પ્રાપ્ત ન થાય ! જોયું ને, કેટલો ભયાનક છે અહંકાર ? તો પછી તેનો સર્વનાશ બોલાવનાર શ્રીનમસ્કાર કેટલો મહાન હોઈ શકે ? કેટલો આદેય બનાવો જોઈએ ? કેટલો સેવ્ય બનવો જોઈએ ?

અયોગ્યને માથું ન નમાવવું એ પાપ છે, તો યોગ્યને માથું ન નમાવવું એ મહાપાપ છે.

આજે શ્રીનમસ્કારનું આરાધન કાંઈક વિશેષ જોવા મળે છે એ ખૂબ આનંદની વાત છે પણ હવે જો અંતરમાં એ શ્રીનમસ્કારનો ભાવ (વિનમ્રતા) પરિણમવા લાગે તો એ સવિશેષ આનંદની બીના બની રહે. અન્ય બીજું કાંઈ નહિ તો 'સ્વ'ના કેન્દ્રમાં તો શ્રીનમસ્કારનો પ્રાણ ધબકતો કરી જ દેવો જોઈએ. સર્વત્ર આત્મવિલોપનની ભાવના વ્યક્ત કરવી જોઈએ, જેમ ઊંચે જઈએ તેમ વધુ નમ્રવિનમ્ર બનીએ.

આંબો કેરીનો ભાર જેમ વધે છે તેમ તેને ખમવા માટે તે વધુ ને વધુ નમતો જાય છે. જો ન નમે તો એ ભાર કદાપિ ખમી શકે ખરો ? વૃક્ષે આપેલું આ તત્ત્વજ્ઞાન આપણે જીવનમાં પચાવીએ તો કલ્યાણ હાથવેંતમાં જ નથી શું ?

## અરિહંતને ઓળખીએ
[ ૨ ]

જેને વીતરાગદેવ સાથે ભાવાત્મક સંબંધ ન હોય તેને સાધુજીવનમાં ભાગ્યે જ સફળતા મળે છે.

પરમગુરુની પ્રાપ્તિ! પરમગુરુના વીતરાગભાવની સાથે ભાવાત્મક ઐક્યની અનુભૂતિ! ભાવનિક્ષેપે અરિહંત બનવાની ભવ્યતમ આરાધનાની સિદ્ધિ પણ ગુરુપારતન્ત્ર્ય વિના શક્ય જ નથી. શ્રીષોડશક પ્રકરણમાં કહ્યું છે કે ગુરુદેવ પ્રતિના ભાવબહુમાનથી એક એવું વિશિષ્ટ પ્રકારનું પુણ્ય ઉત્પન્ન થાય છે જે પુણ્યના ઉદયથી સાક્ષાત્ તીર્થંકર દેવનાં દર્શનાદિનો લાભ થઈ જાય છે. ગુરુ પ્રત્યેનું ભાવબહુમાન એટલે? કહ્યું છે કે તેમના પ્રત્યેની આંતરપ્રીતિ. આ ગુરુદેવ મારા અનંતસંસારનો ઉચ્છેદ કરનારા છે; મારા અસીમ ઉપકારી છે એવો આન્તર શુભભાવ એ જ ગુરુ પ્રત્યેનું વાસ્તવિક બહુમાન છે, નહિ કે પિતા, મોટાભાઈ, કાકા, મામા વગેરે સગપણની રૂએ

એમના પ્રત્યેનુ બહુમાન ! જેની પાસે આ ભાવ બહુમાનનુ નિધાન નથી તે વીતરાગની સ્પર્શના કરી શકતો નથી ઉક્ત નિધાનના નજરાણા કર્યા સિવાય વીતરાગ કદી પ્રસન્ન થતા નથી

વીતરાગની એ કૃપા (સદાચાર લાભ સ્વરૂપ) વિના જીવન જીવવા લાયક બનતુ નથી નાથના નામનુ મત્ સ્પર્શે નહિ ત્યા સુધી જીવન લગભગ મુડદાલ હાલતે સબડતુ જ રહે

ત્રિભુવનદિવાકર શ્રીઅરિહંત પરમાત્મા સાથેનો આપણો સબધ સુધારવા અને વધારવાની આજે અત્યન્ત આવશ્યકતા છે જેટલો વિલબ થશે તેટલુ સ્વપરને ભારસુ નુકસાન થતુ, વધતુ જશે વર્તમાન મુનિજીવન, કોઈ વિલક્ષણ દુનિયામા, નવી વિશ્વરચનામા એવુ અટવાઈ ગયુ છે કે જ્યા વીતરાગનુ પળભર સાન્નિધ્ય પણ દુર્લભ બની ગયુ છે "હે વીતરાગ ! બધુય યાદ આવે છે પણ તુ જ માત્ર મારા અતરમા પ્રવેશી શકતો નથી

ભોજન ભુલાતુ નથી પણ તુ નિતાન્ત ભુલાઈ જાય છે કપડાને પડેલો ડાઘ જોયો ગમતો નથી પણ વીતરાગ ! રાગાદિના ધાબાય અળખામણા બનતા નથી

સમગ્ર વિશ્વમા અત્યુત્કૃષ્ટ ઉપકારી કોઈ હોય તો અરિહંત ! તુ એક જ છે તને ભૂલી જનારો હુ પણ આ વિશ્વનો અત્યુત્કૃષ્ટ એક માત્ર કૃતઘ્ની છુ

એક સાધારણ માણસ પણ મારું કાંઈ ભલું કરે, મને એક કપડું જ ધોઈ આપે તોય દિવસો સુધી હું તેને વીસરી શકતો નથી. જ્યારે તું તો કોઈ પળેય યાદ આવતો નથી. કોણ જાણે! ઊંડે ઊંડે એવી તો માન્યતાએ ઘર નહિ કર્યું હોય ને કે તારે ને મારે સંબંધ જ શું છે? મૃત્યુ પામેલી માતાનો ફોટો જોઈને મારી આંખો અશ્રુભીની થાય છે, તેના વાત્સલ્યની યાદ કરીને! જ્યારે મારા નાથ! તારી પ્રતિકૃતિનાં દર્શન કરતાંય મને કંટાળો આવે છે, વેઠ ઉતારવાનું મન થાય છે, ઝટપટ તારાં દર્શન કરીને મંદિરમાંથી નીકળી જવા મારા પગ ઊંચાનીચા થાય છે. ઓ પ્રભુ! તેં સન્માર્ગનું દાન કર્યું જ ન હોત, શાસન સ્થાપ્યું જ ન હોત, તું મૌન જ રહીને મુક્તિ પામી ચૂક્યો હોત તો મારું શું થાત? મને કોણ સમજાવતે પુણ્ય શું અને પાપ શું? આશ્રવ શું અને સંવર શું? બંધ, નિર્જરા અને મોક્ષ શું? અહિંસાદિ ધર્મ છે. હિંસાદિ પાપ છે માટે અહિંસાદિનું જ પાલન કરવું, હિંસાદિથી સર્વથા દૂર રહેવું. એ બધું કોણ બતાવતે! આખું જગત જ્યાં સુખ માનીને ઘોરદુઃખોની આગમાં સુદીર્ઘકાળ માટે ફેંકાઈ જાય છે, તેમ હું પણ ફેંકાઈ જ જાતને! મારી કેટલી ભયાનક સ્થિતિ થાત? વિષયોનાં ભભકદાર આકર્ષણોની પાછળ ઝેર પાયેલી તીક્ષ્ણ છૂરીઓ પડી છે એ વાત તારા સિવાય કોણ બતાવી શકે? અહો! તારા વિરહમાં, તારી વાણીના વિરહમાં, તારા ઉપકારના વિરહમાં મારું

જીવન કેવું રવાડે ચડી જાત? હું કયા કયા દોડી જાત? કેવા કેવા પાપો કરત? કેવી કેવી અધમતા આચરત? બધેયથી તે જ મને બચાવ્યો! ને જ મને સન્માર્ગનું દાન દઇને આબાદ ઉગારી લીધો! કેવો તું ઉપકારી! કેટલો તારો ઉપકાર!

છતાં દેવાધિદેવ! તું જ સમજાતો નથી તું જ યાદ આવતો નથી તું જ મને ઓળખાતો નથી મારી નવી દુનિયામાં બધુંય છે, સિવાય તું

શું મને તારી કોઈ કિંમત જ નહિ જણાતી હોય? તારા વિના મારું બધુંય નભે છે મારી રીતે ચાલે છે એવી અતિશુદ્ર માન્યતા મારામાં વ્યાપી ગઈ હશે?

શું હશે મારા નાથ? મને સમજાવ કે મને તારી ઉપર પ્રેમ કેમ જાગતો નથી? મને બતાવ કે મને તારી જરૂર-જ કેમ લાગતી નથી? તારી ઉપરના અગાધ પ્રેમ વિનાનું તારું આજ્ઞાપાલન કેટલું ફળ આપે? તારા પ્રત્યેના ભાવ વિના આજ્ઞાપાલન કેટલો ભાવ આપે? એવા બાહ્યક્રિયા માત્રરૂપ આજ્ઞાપાલન તમામ સંસારનો ઉચ્છેદ શે કરી શકશે? પ્રભુ! તારો અસીમ ઉપકાર અમારી ઉપર હોવા છતાં અમને એ હકીકતનું ભાન કેમ નહિ થતું હોય!'
આ પ્રશ્નને વિચારતાં મને એમ લાગ્યું છે કે અમારામાં સંસાર-રસ ઘણો જોરદાર હોવો જોઇએ જેને સંસાર

પ્રત્યે, વિષયો પ્રત્યે, ઝાઝો રસ હોય તેને એ રસને નીરસ બનાવી દે તેવી વાતો કેમ ગમે! એ રસને સૂકવી નાંખે તેવી આરાધના કેમ ગમે! એવી આરાધનાને બતાવનાર ગુરુઓ પણ કેમ ગમે! અને એના નિરૂપક દેવાધિદેવ પણ કેમ ગમે!

વિષયોનો સંગ જ્યાં સુધી ભયાનક લાગે નહિ ત્યાં સુધી વીતરાગ ભદ્રંકર લાગે નહિ. ભોગોનો ત્યાગ કરીને જ સુખી થવાનું વીતરાગે બતાવ્યું. ભોગમાં જ સુખી થવાય એવું જગતે બતાવ્યું. જગતની વાતને સ્વીકારનાર વીતરાગનો રાગી શી રીતે બની શકે!

વીતરાગનો ઉપકાર એ જ છે કે એણે દેખાતા એવા વિષયોને સુખના સાધન માનવાની સાફ ના પાડી દઈને એના ત્યાગને જ સુખનું સાધન કહ્યા.

જેને વિષયો ગમે તેને આવી વાતો કરનારા વીતરાગ વહાલા બને કે દવલા? વિષયો ભયાનક વિષ છે એ વાત સમજાય તો જ એ વાતને સમજીને પચાવી ચૂકેલા વીતરાગ સમજાય. એમની એ આજ્ઞા ઉપર ભારે બહુમાન જાગે.

વિષયોને ભોગવીને સુખી બનવા જવાની જીવલેણ ભૂલ કરી બેસી મારા જીવનનો જુગાર ખેલી નાખી હું કેટલી કરુણ સ્થિતિમાં મુકાઈ જાઉં? આ વિચાર જ તે આત્માને

વીતરાગ પ્રત્યે નમાવી દે, એનું શિર ઝૂકી ઝૂકીને નમે એની આંખો વીતરાગને ટગર ટગર જોયા કરે, માથું ડોલાવતો એ પોકારી ઊઠે ! "મારા પ્રાણ ! વિષયોને ભયાનક બતાવી દઈને તેં મારી ઉપર કેટલો ઉપકાર કરી દીધો ! મને કેવો બચાવી લીધો ? ચર્મચક્ષુથી તો હું શું સમજી શકત ? ઓ ! શરણ્ય ! મારા જેવા અનંત જીવોને તેં તો ઉગારી લીધા ! મારી કાળી બરબાદીના ભાવિને તેં ભૂંસી નાખ્યું !

અભયદાતા ! જો તેં આ તત્ત્વજ્ઞાન ન આપ્યું હોત તો મારું શું થાત તેની કલ્પના કરવાનું પણ મારા માટે શક્ય નથી સીમાતીત ઉપકારી દેવ ! મારા સમગ્ર દુ:ખો તેં ફેંદી નાખ્યા તારા અસીમ ઉપકારની સીમારેખા હું આંકી શકતો નથી

નાથ ! હવે તને કેમ ભૂલી શકું ? એક પણ પળ તારી યાદ વિનાની કેમ જઈ શકે ? તારા વિનાના મારા જીવનમાં ઘોર અંધકાર જ હોત, ભયાનક દુઃખોની ઝડીઓ વરસતી હોત, હું નિરાધાર અસહાય દશામાં ગમે ત્યાં ભૂતની જેમ ભટક્યો હોત ! દુર્ગતિઓમાં ભમવા સિવાય મારે બીજો કોઈ વિકલ્પ જ ન હોત તું મળ્યો ! અને મારા દેદાર ફરી ગયા !

છતાં તારી પ્રત્યે મને ભાવ ન જાગે, સદ્ભાવ ન જાગે, તારા દર્શને હૃદયમાં કોઈ લાગણીનો અંકુરો ન ફૂટે, રુંવાડાં ખડાં ન થઈ જાય. આંખો અનિમેષ બની

તને ટગર ટગર જોયા ન કરે તો મારા તારણહાર ! મારા જેવો જડ, મોહમૂઢ ક્ષુદ્ર અને કૃતઘ્ન આ વિશ્વમાં કોણ હશે ?

નિર્મોહીનાં દર્શનમાંય મોહના સંસ્કારો મને જડવત્ રાખી શકે ? તો તો પછી એ સંસ્કારોનાં મૂળિયાં શે ઊખડશે ? પ્રભો, તને સમજવા માટે તો ચોક્કસ લાગે છે કે સંસારને એના નગ્ન સ્વરૂપમાં જ સમજવો પડશે. એની કારમી ભયાનકતા હાડોહાડમાં સોંસરી ઉતારવી પડશે. પછી જ એ સંસારને ભયાનક કહેનાર તું મને સમજાશે. ત્યારે જ તારી નિઃસીમ ઉપકારકલાનું મને ભાન થશે. ”

દેહ અને વિષયોનો રાગ જેને પીડે તેને પરમાત્મા સાથે પ્રેમ થાય જ નહિ. જેને ત્રિલોકપતિ તીર્થંકરદેવનાં દર્શનમાં ગાંડપણ ના આવે તેને વિષયોનો મહારાગી, દેહની ભારે મૂર્છાવાળો સમજવો જ રહ્યો.

ઉપકારીના ઉપકાર નહિ સમજીએ, તો એના નામે જગતમાં ચરી ખાઈને શાસનદ્રોહી, આત્મદ્રોહી બનીશું. આપણે જ આપણી ઘોર ખોદીશું....

વધુમાં વધુ સમય દેવ–ગુરુના નિઃસીમ ઉપકારની વિચારણામાં વ્યતીત કરીશું તો જ ભાવિ પ્રકાશમય બનશે. અન્યથા તિમિરમય ભાવિ અતિ ભયાનક બની રહેશે.

*

## ઓ પ્રિયતમ ! નિકટતમ ?

[ ૩ ]

ઓ મારા પ્રાણેશ્વર! તું મારો સ્વામી છે હું તારો દાસાનુદાસ છું, એટલું જ નહિ પરંતુ મારી નજીકમાં નજીક-સાવ નજીક તું જ છે કેમકે તું જ મને અતિશય પ્રિય છે તારાથી અધિક પ્રિય આ વિશ્વમાં તો કોઈ જ ન હોઈ શકે ના કોઈ જ નથી

Thou art my nearest and dearest

તું જ મારી અત્યંત નજીકમાં છે કેમકે તું જ મને અતિપ્રિય છે

પ્રભો! માટેનો મેં તને પરમેષ્ટ (પરમેષ્ઠી) કહ્યો છે વિશ્વના તમામ તત્વો વધી વધીને કદાચ મને ઇષ્ટ બનશે પણ પરમેષ્ટ તો નહિ જ બને. તારા સેવકને અને તેની કપરી સ્થિતિમાંય પરમેષ્ટ તો તું જ હોઈ શકે

દયાનિધિ! પરમેષ્ટ તો હું તેને જ માનું છું કે જેને ચિંતવતા–ધ્યાતા–સ્મરતા વિશ્વમાત્ર શૂન્યવત્ ભાસવા લાગે.

મારું ઇષ્ટ તેને ગણું છું જેને મેળવ્યા પછી પણ બીજું મેળવવાની ભૂખ ઊભી રહે.

પ્રભો ! તારું ધ્યાન ખરેખર મારા અંતરને અગમ્ય–અવાચ્ય–આનંદથી ભરી દે છે. એ આનંદના ઘૂઘવતા સાગરમાં સારીય બાહ્યસૃષ્ટિનો ઓળો ઊંડે ઊંડે જઈ અદૃશ્ય બની રહે છે. માટે જ તને (અને મારી મા–ગુરુને) હું પરમેષ્ઠ ગણું છું. એથી જ તું મારો 'ડિયરેસ્ટ' (પ્રિયતમ) છે..

પ્રિયતમ ! પ્રિયતમ મારી સૌથી નજીકમાં જ હોય એ તો તદ્દન સહજ છે ને? કોણ કહે છે કે મારી નિકટમાં નિકટ કર્મોનું કે શરીરનું અસ્તિત્વ છે? ના, જરાય નહિ. મારા આત્મામાં મેં તને જ સ્થિર કરી દીધો છે....અરે! દૂધ અને પાણીની જેમ મારો તારો સંબંધ થઈ ચૂક્યો છે.

નિકટતમ ! હું અને તું એ બેની વચ્ચે કોઈનું પણ અસ્તિત્વ હોઈ શકે એ વાત મારી કલ્પનામાં ઊતરી શકતી નથી. મારી અને મારા પરમેષ્ટની વચ્ચે કોઈ પણ આવી બેસે તો 'મારો પરમેષ્ટ ઇષ્ટ બની જાય અને પેલું' ઇષ્ટ પરમેષ્ટ બની જાય.

જેનુ જે સ્વરૂપ છે તેના તે સ્વરૂપનો લોપ કરવો એ તો ધર્મસત્તાનો અઘોર અક્ષમ્ય અપરાધ છે પરમેષ્ઠીને ઇષ્ટ માની લેવાની જીવલેણ ભૂલ એટલે ? સિંહાસન ઉપર અધિષ્ઠિત થયેલા ચક્રવર્તીને ચંડાલની ઝૂંપડીમા બેસાડી દેવાની અધમ ભાવના !

ઓ પ્રિયતમ ! મારા નિકટતમ ! તારા સેવકમા આવી ભાવના કદી સંભવે ખરી ?

પણ નિકટતમ ! પ્રિયતમ ! એક વાત કહુ ? માઠુ ન લગાડીશ હો ? મને ભારે ભય છે તારી અકૃપાનો ! તારી કૃપા જ મારો વિકાસ સાધી આપે અને તારી અકૃપા જ મારો સર્વનાશ નોતરે ! એટલે કહેતા તો ઘણો જ સંકોચ થાય છે છતા પ્રિયતમ ! બોલી નાખુ છુ કે તુ મારો પ્રિયતમ બન્યો છતા આ જગતના પદાર્થો પ્રિય (ઇષ્ટ પણ કેમ રહી શકે ? ખરેખર તુ મારો પ્રિયતમ બનતા એ પદાર્થો પ્રિયતમ તો નથી રહ્યા પરંતુ પ્રિય તો લાગી જ રહ્યા છે

મારા સ્વામી ! ફરી કહુ છુ માઠુ ન લગાડીશ ! પ્રિયતમ તો તુ એ જ છે છતા ક્ષુદ્ર એવા મને પ્રિય પણ બીજુ બની જાય છે ખરેખર મારા અંતરમા એ કચવાટ તો ઊભો કરે જ છે મારા મનમા એક વિકટ પ્રશ્ન ઊભો થઈ જાય

છે કે શું ત્યારે હકીકતમાં તું મને પ્રિયતમ નહિ જણાયો હોય? એ માત્ર વાગ્‌વિલાસ જ હશે કે શું?

તું જેનો પ્રિયતમ બને એને તારા સિવાયનું કંઈ પણ—પટ્‌ખંડની સમૃદ્ધિ કે સર્વાર્થસિદ્ધના આનંદ પ્રિય હોય ખરા? મારું અંતર તો એમ જ કહે છે કે ના, કદાપિ ન હોઈ શકે! તો પછી શું હું તારો દંભી સેવક છું? વીતરાગ! રાગ ભલે તારામાં ન હોય! પણ તું જડ તો નથી જ ને? વિશુદ્ધ ચૈતન્યમય તારા સ્વરૂપમાં જડની વીતરાગતા તો ન જ સંભવે ને?

એ એય વીતરાગતામાં કશીક આછીપાતળીય લકમણુ-રેખા હશે કે નહિ? જો હોય તો તે મારે મન મહદા-નંદની બાબત બની જાય છે. મને તારી પાસે કાંઈક પામવાથી ઇચ્છા છે; તે ઇચ્છા વ્યક્ત કરવાનું દિલ થઈ જાય છે.

દાનેશ્વર! તો હું હવે તારી પાસે એટલું જ યાચું છું કે મારો સ્વામી તું સાચે જ મારો પ્રિયતમ બને!

જ્ઞાનેશ્વર! તેથી એમ ન સમજી લઈશ કે મેં તને પ્રિયતમ ગણ્યો છે. માટે તારે તે અંગે કશું જ કરવાનું નથી. કેમકે હવે મને લાગ્યું છે કે જો તું મારો પ્રિયતમ હોય તો, મને કશુંય પ્રિયતમ તો ન જ લાગે કિન્તુ પ્રિય પણ ન જ લાગવું જોઈએ.

તુ મારો પ્રિયતમ ત્યારે જ બન્યો ગણાય જ્યારે બાકીનુ સઘળુ ય વિશ્વ મારા માટે અપ્રિયતમ બની જાય !
તુ મારો નિકટતમ ત્યારે જ ગણાશે જ્યારે સઘળુ ય વિશ્વ સદાને માટે મારે દૂરતમ થઈ જાય

તુ જ પ્રિય ! તુ જ પ્રિયતમ ! તુ જ નિકટતમ એટલુ સમજવા માત્રથી મારો નિસ્તાર નથી જો મને શેષ સઘળુ ય અપ્રિય ! અપ્રિયતમ ! દૂરતમ ન લાગે ?

પરવરદિગાર ! દિલમાથી જલાવી દે ને વિશ્વને પ્રિય માનવાની લાગણીઓને !

કૃપાકિરણ ! એકાદ નાનકડુ કૃપાનુ કિરણ ફેકી દે આ તારા સદાના સેવક ઉપર, તારા ફરજદ ઉપર, એનુ કલ્યાણ થઈ જશે

તુ પિતા અને હુ તારુ ફરજદ એના ભેદને પણ ચતા ભેદભાવનેય એ મિટાવી દઈને તુ અને હુ-ના સ્વરૂપને એકમેક કરી દેશે ! ત્યા સુધી જ પીને નહિ બેને પણ તે માટે જોઈએ છે મારે એક જ કૃપાકિરણ !

મારા પ્રિયતમ ! ઓ નિકટતમ ! મારી આ અરજી સ્વીકારજે સેવકને નારાજ કરીશ તો એ ક્યા જઈને રાજી થવાનો હતો ? તને આટલી વાતની તો ખબર હશે જ ને ?
કોણ જાણે કેમ મને તો, [illegible]જાતામાય શકા થઈ જાય છે (?) કેમ કે તુ મ[illegible]ાને જાણતો જ ન હોય તેવુ મને લાગે છે [illegible]વાળા સદના સેવકન દુ ખ મારા સ્વામીથી [illegible] ?

# ભંગ મ પડજે હો પ્રીત...

[૪]

ઓ ! મારા નાથ ! જાઉં છું, જવાની ઘડીઓ ગણાઈ રહી છે. એ....આ ચાલ્યો જઈશ. નથી ગમતું ખસવાનું પ્રભો ! નથી ગમતું જવાનું, શી રીતે જવાશે? હજુ તો હમણાં જ આવ્યો હતો ! હજુ કેટલા કલાક થયા ? ત્યાં ચાલ્યા જવાનું ?

મારા જીવનના તારણહાર ! દેવાધિદેવ ! તારા પુનિત દર્શને મારા અંતરને હલાવી નાખ્યું છે. તારી પ્રેરણાએ મારા જીવનને હચમચાવી નાખ્યું છે, તારા ભાવમંડળે મારા દુર્ભાવોને ધૂળ ચાટતા કરી નાંખ્યા છે.

ઓ અશરણશરણ ! આજે દસ વર્ષ સુધી તું મને કેમ ન મળ્યો ? બે વાર તો અહીં આવી પણ ગયો હતો છતાં તું કેમ ન બોલ્યો ? પ્રભો ! મારું એ આખુંય જીવન પાણીમાં ગયું. મને આ વખતે તેં જે કંઈ કહ્યું છે એ ભણ્યા પછી તો મને એમ લાગે છે કે હું મારું જીવન

ખડા થઈ જાય છે અને જાણે કે કરન્ટ લાગ્યો હોય, તેમ અંતરમાં જામેલી વાસનાઓ ધડાક કરતી ઊખડીને બહાર ફેંકાઈ જાય છે.

પણ અહીંથી ગયા પછી શું થશે? પ્રભો! મને મારી જાતમાં જરાય વિશ્વાસ નથી, આજના ભાવ તારી કરુણા નજરની વ્યાપ્ત વાતાવરણને આભારી છે. એમાંથી ખસ્યા પછી આ ભાવ રહેશે કે કેમ એ જ મને અકળાવી મૂકતો પ્રશ્ન છે. પ્રભો! પ્રીત બાંધી છે, હવે તો એ અવિચ્છિન્ન રહે એટલું તો તારે કરવું જ પડશે.

દિલના દર્દપૂર્વક તારી પાસે એટલું જ ઇચ્છીશ, "ભંગ મ પડજો પ્રીત". વિકારોનાં સાધનો, લાલસાઓનાં આકર્ષણોમાં હું ક્યાંક અટવાઈ ન જાઉં પ્રભો! રખે અટવાયો તો આ પ્રીતનો તાર તડ કરતોક તૂટી જશે.

તૂટી જશે એટલે?

એટલે મારું સર્વસ્વ હરાઈ જશે, મારું જીવતર ઝેર થઈ જશે. મારું શરીર હાડપિંજર થઈ જશે. તારી પ્રીત એ જ મારે મન સર્વસ્વ છે. એમાં ભંગ પડ્યો એટલે આજે આવેલા અંતરના મદમસ્ત રંગમાં ભંગ પડ્યો.

ઓ દેવાધિદેવ! મેં તને વારંવાર કહ્યું છે કે તું જ પદ-પંકજ આજથી ધર્યાં છે! તેં નથી સાંભળ્યું? સાંભળ્યા

વિના થોડુ જ તારા મુખે સ્મિત આવ્યુ છે ! તો પ્રભુ, હવે શરણાગતે પોતાનો ધર્મ બજાવ્યો, સ્વામી તરીકે તારે કોઈ ધર્મ બજાવવાનો છે કે નહિ ? તારા ચરણ પકડયા પછી કોઈ કર્મ બાધે જ નહિ એવુ આનદઘનજી તો કહે છે, પણ હુ તો ત્યારે જ સાચુ માનીશ જ્યારે, હવે પછી ફરી મને કોઈ કર્મ વળગે નહિ

અતર્યામી ! મારા તારક ગુરુભગવતશ્રીજીની અસીમ કૃપાદૃષ્ટિના બળે હુ જ તારી પાસે આવી શકયો છુ, એ કૃપાએ જ મારા જીવનમા પરિવર્તન આણવાનુ શરૂ કરી દીધુ છે મને ખૂબ કૂણો બનાવી દીધો છે પણ આ મળેલી સિદ્ધિઓને સ્થિર કરી દેવાનુ કાર્ય તારે શિરે છે

હવે હુ જોઉ છુ, ભયકર ભવ-વનમા, જ્યા અનેક વિકરાળ વનપશુઓ છે અત્યત ભીષણ વન-માનવો છે જેને જોતા જ ચીસ ચીસ નીકળી જાય આ લોકો મારા અતરના વનને હરી લે તો ? છીનવી લે તો ? મારુ શુ થાય ? મને આ લોકો લૂટી લે તો ? મારા જીવનનુ શુ થાય ? મને આ જ મોટામા મોટો ભય છે તારામા હજુ મને એટલો અટલ વિશ્વાસ નથી આવ્યો કે ત-મારુ અહર્નિશ રક્ષણ કર્યા કરીશ

એ [illegible] પલ્લીની યાદી કરુ છુ
હવે તો ના [illegible] નય છે પ્રભો ! એ આણ

દેખાતા ભયથી ધ્રૂજી જાઉં છું અને માટે જ તને ફરી ફરીને વિનવું છું, "ભંગ મ પડજો હો પ્રીત." બસ, એ તારી મારી પ્રીત જો અતૂટ રહી ગઈ તો આ બદમાશોની તાકાત નથી કે મારી સામે જરાક જોઈ પણ શકે! આ અતૂટ પ્રીતના બળ ઉપર તો ગમે તેવા ભીષણ ભવ-વનને પણ હું પાર પામી જઈશ.

મારા અંતરના દેવ! તું એમ ન માનીશ કે હું મારા જ સુખને અને મારાં જ દુઃખને દફનાવવાની સ્વાર્થભરી માગણીઓ તારી પાસે કરું છું.

ના, ના, એમ નથી. મારા દિલમાં તારાં પધરામણાં થયાં પછી હું મારી જાતને જ જોયા કરું એટલો મૂર્ખ હોઉં તો તો હું તને શું સમજ્યો? કૃપાળુ, મારે તો સમસ્ત જીવરાશિનાં દુઃખ ફેડવાં છે. સર્વજીવોને તેં બતાવેલા માર્ગે મૂકી દેવા છે, એ બધાયનાં સુખ જોઈ જોઈને હરખાવું છે અને એ માટે જ હું મારી આત્માની વિશુદ્ધિની વાતો કરું છું. મને બાહ્ય રોગો પીડે તેની જરાય પરવા નથી; પણ અંતરની અશુદ્ધિથી તો હું ખૂબ ભયભીત છું. જ્યાં સુધી એ અશુદ્ધિ ખસે નહિ ત્યાં સુધી મારામાં અનુપમેય બળ જાગે નહિ. એ બળ વિના મારી સામે કોઈ જુએ નહિ, મારી વાતને કોઈ ગણકારે નહિ; પછી હું તેમનાં દુઃખ શી રીતે ફેડવાનો? જો બંધાયેલી પ્રીત અભંગ થઈ જાય તો મારા હૈયાના હાર! અંતરનું

બળ મને મળી જાય અને એ બળથી સર્વજીવોને સુખનો ગઢ બતાવુ, એ ગઢે બધાને ચડાવી દઉ બળ વિના આ કાર્ય થાય તેમ નથી માટે એ બળે ઇચ્છુ છુ અને એ બળ તારી અભગ પ્રીત વિના મળે તેમ નથી માટે એ અભગ પ્રીતની યાચના કરૂ છુ

ઓ અશરણશરણ ! નિષ્ઠુર વાસનાઓએ મને લાલચો આપીને ખૂબ માર માર્યો છે હવે વિશ્વમા કોઈ શરણ્ય છે જ નહિ એવી દૃઢ પ્રતીતિ થઈ ચૂકી છે હુ તદ્દન અસહાય છુ, નિરાધાર છુ, તુ જ મારા માટે શરણ્ય છે તારો કેડો મારે હવે મૂકવો નથી મે તો તારી સાથે દિલ્લગી કરી છે પણ તુ મારી ઉપર દિલ્લગી કરીશ કે નહિ? કે પછી નીરાગી છે માટે ઉદાસીન રહીશ? ઉપેક્ષા કરીશ? અરે ઓ ત્રિભુવનપતિ ! આમ થાય તો તો મહાઅનર્થ મચી જાય દુનિયામા એક બીજાને દિલ આપે છે તારા માટે મરી પડવા તૈયાર થનારને તુ દિલ નહિ આપે? તારા ચિત્તમા મને સ્થાન નહિ આપે?

પ્રભો ! તારી વીતરાગતાનો વિચાર મને બધી રીતે આનદ આપે છે, પણ તુ વીતરાગ એટલે તારા ખાતર જાન ફના થનાર ઉપર પણ તને રાગ નહિ, એ વિચાર તો હૈયાને વીધી જ નાખે છે હશે, તો એટલુ તો કર કે મારા ચિત્તમા મે તને વસાવ્યો છે, હવે તુ જઈશ ના કદી મારા મનો મદિરમાથી આપ ખસશો ના મારા મનોમદિરમા આપનુ

અસ્તિત્વ હશે, એટલે કોઇ ચોર-ડાકુ અંદર પ્રવેશી શકશે નહિ. આપનાથી તો એ બાર ગાઉ છેટો રહે છે. આપને જોઇને જ એના મોનિયા મરી જાય છે. બસ, જો આટલુંય થઈ જાય ને તોય મજા પડી જાય. મારા જેવા ભયંકર અપરાધી, કિન્નાખોર, વિશ્વાસઘાતી, મહાદ્રોહીના મંદિરમાં આપ બિરાજ્યા રહો તો મારું દિલ તારા તરફ કેવું ઝૂકી જાય? પછી હું તો તારાં ભજનિયાં જ ન ગાતો રહું! મારી આંખો તારાં દર્શનો જ ન કરતી રહે? મારા રોમ રોમમાં તારું ગીત જ ગુંજતું ન રહે? આટલું થઇ જાય એટલે મારું બળ કેટલું વધી જાય? અને એ બળે તો હું જડ ધરતીનેય ધ્રુજાવી દઉં. આસમાનના તારાનેય તોડી શકું ને જીવતા જીવોને હલાવી નાખું. તેમનાં કાળાં કર્મોને ધોઈ નાંખું, અનંત સુખના ધામે તેમને પહોંચતા કરી દઉં; એમાં તો શી મોટી વાત છે?

જગદીશ, મારા અંતરના ઇશ! ભંગ મ પડજો હો પ્રીત!

મને તેં એક વાર કહ્યું છે કે, "તારામાં જેટલી શક્તિ હોય તે સઘળી શક્તિથી તું દોડજે, જરાય પાછી પાની ન કરીશ; પછી તો મારા તારા મિલનની વાટ બહુ જ ટૂંકી થઈ જશે. હું તારામાં અને તું મારામાં—મળી જઇશું. (અરે આ વાત યાદ કરતાંય ગલગલિયાં થઈ જાય છે, કેવી મજાની મધુરતમ વાત!)

"પણ એક વાતનો ખ્યાલ રાખજે કે મારા મિલનની વાટ છે ઘણી અટપટી ! આંખો મીચીને ઊંચુ નાખીને એકલો દોડનાર ઘણી વાર માર ખાઇ ગયો છે, મારી નજીક આવવાને બદલે મારાથી ઘણો દૂર ફેંકાઈ ગયો છે તને આવુ કાંઈ ન થાય તે માટે તુ તારા તારક ગુરુદેવ શ્રીજીને તારી જોડે રાખજે સદૈવ એને તારા અતરમા રાખજે

"બસ, આટલુ કરીશ તો તારી-મારી જે પ્રીત છે તે અવશ્ય અભગ બની જશે એને ભાગનાર આ વિશ્વમા કોઇ નહિ હોય"

ઓ કરુણાનિધાન મારા દેવ ! આપની એ વાતને તો હુ અરેખર હૃદયસાત્ કરી લઇશ એમા હવે જરાય ફેર નહિ પડવા દઉ તુ જે કહે તે કરવા હુ તૈયાર છુ મારા ચામડા ઉતારી આપવા પણ હુ ખુશી છુ પણ મારી તો એક જ વાત છે

"ભગ મ પડજે હો પ્રીત"

બસ, આ બધાયેલી પ્રીત અભગ બની તો મારે મોક્ષ ન જોઈએ નરકના દુખો આવતા હોય તો તેને હુ સહર્ષ વધાવવા તૈયાર છુ અરે ! પછી ગમે ત્યા મારે જવુ પડે તો બેધડક જવા તૈયાર છુ ગમે તેટલુ વેઠવુ પડે તો રડવા પણ તૈયાર છુ

પણ આ પ્રીત અભગ બનવી જોઈએ મને એ પ્રીતનો જે રસ અહીં ચાખવા મળ્યો છે તે તો કેમે

ભુલાય તેવો નથી. આ રસ વિના હું એક ક્ષણ પણ જીવી શકીશ કે કેમ એ પ્રશ્ન છે! આ રસની મસ્તીમાં તો કોઈ વાસના, કોઇ વિકાર ચસકી પણ શકતો નથી. એ બધાય જાણે મરી ગયા છે. જો આ પ્રીત રસ જરાય શોષાય તો આ બધાય મારા ઉપર એક સાથે તૂટી પડે. મારી સઘળી આશાઓ ઉપર કૂચડો ફરે.

માટે જ મારા નાથ! ફરી ફરીને વિનવું છું, "ભંગ મ પડજો હો પ્રીત." બીજું ગમે તે થાજો પણ બંધાયેલી આ નવી પ્રીતમાં એક ક્ષણ પણ ભંગ ન પડશો. પ્રભુ! જાઉં છું. પણ જતો જતો તારી પ્રીત લેતો જાઉં છું. બાર દિવસમાં મળી ગયેલી પ્રેરણા પણ લેતો જાઉં છું.

તારા માશુકોને એ પ્રેરણા આપીશ. તારી આ ભેટ બતાવીશ ત્યારે એય ગાંડાઘેલા થઇ થશે. એ બધાય આવી ભેટ લેવા અહીં દોડ્યા આવશે. ભલે આવે. એ બધાય જોડે તારી પ્રીત ભલે બંધાય. વિશ્વનું એકેય પ્રાણી આ પ્રીતથી વંચિત ન જ રહી જાય. પણ મારી પ્રીતમાં ભંગ તો ન જ પડજો....... દાદા! મારા અંતરના દેવ! દેવાધિદેવ! મારું સર્વસ્વ, મારું એક માત્ર જીવન, મારી સાધનાનો અનન્ય પ્રાણ, મારું રક્ષણ કરજો. જાઉં છું પણ દિલ મૂકતો જાઉં છું. એનું જતન કરજો. એની સંભાળ લેજો.

## વીતરાગને ઉપાલભ

[૫]

ઓ નિર્દય! કૃપાળુ વીતરાગ! તને શુ કહેવુ? મારી પાસે તને ઉપાલભ દેવાના શબ્દો નથી તુ સર્વજ્ઞ છે તો શુ તુ એટલુ જાણતો નથી કે તમારો આ સેવક મહાસતાપ પામી રહ્યો છે? જલ વિનાની માછલીની જેમ તરફડિયા મારી રહ્યો છે? વારવાર ચોધાર આસુએ રોઈ રહ્યો છે? કશી જ ખબર નથી? તો તુ સર્વજ્ઞ શાનો?

જો બધી જ ખબર છે છતા તારે સેવકના સતાપ ફિટાડવા નથી, તો તુ કરુણાસાગર શાનો? ઘણી કરુણા છતા તુ સિદ્ધશિલાથી ઊતરીને અહી ભક્તને ઘેર આવી શકતો નથી, તો ભગવાન શાનો? અનતશક્તિસપન્ન શાનો? લોકો તને દયામય કહે છે તો હે દયામય! સાભળ મારી વાત કે કોઈ ગરીબ માણસના દુખને જોઈને તો મારુ અતર રડી ઊઠે છે મારાથી શક્ય એટલી મદદ પણ કરવા હુંય દોડી જાઉ છુ આમ કરતા ભોળપણમા

ક્યારેક ફસાઈ જાઉં તોય હું ગૌરવ અનુભવું છું. મારા સેવકપણાની અનુભૂતિથી કહું છું કે દયામયનો સેવક દયાળુ જ હોય. પણ દયામય! તારૂં તો કશુંય ઠેકાણું જ લાગતું નથી! તારા સેવક ઉપર તારી કેટલી દયા ઊતરી છે? એનાં દુઃખોને જોઈને તું કેટલી વાર અકળાયો? કેટલી વાર દુભાયો? ક્યારે કંપી ઊઠ્યો?

શું તું વીતરાગ એટલે તને તારા સેવક પર રાગ જ નહિ? તને દયા જ નહિ? સર્વજ્ઞ બધું જુએ અને દુઃખીના દુઃખને જોઈને દુઃખી ન થાય? શું પેલા પાષાણના જેવું તારું વીતરાગત્વ છે? તો પછી મારૂં શું થશે? મેં તો માત્ર તને જ ચાહ્યો છે. તારી ખાતર તો મેં સમગ્ર સંસારની પ્રીત ફગાવી છે. ઘણાય આવ્યા હતા રાગ કરવા, છતાં મેં બધાયને હુકરાવ્યા અને તારા જેવાને મેં મારા નાથ તરીકે, મારા એકના એક સ્વામી તરીકે સ્વીકાર્યો! મારા પ્રાણ સમો મેં તને માન્યો! આજ સુધી તારા સિવાય કોઈનેય મેં અંતરમાં સ્થાન આપ્યું નથી. તોય તું મને સંભાળી નહિ લે? મારા જીવનની અસ્તવ્યસ્તતાથી હું ભયંકર વેદના અનુભવતો હોઉં તોય તું મને આશ્વાસન નહિ દે? ઓ વીતરાગ! શું હું તને ઓળખવામાં જ ભૂલ્યો છું? મને એટલું કહે તો હવે?

સાચે જ તારી આજ્ઞાનું યથોચિત પાલન નહિ કરી શકવાથી મારું રોમ રોમ રડી રહ્યું છે. મારું હૃદય કરુણ રુદન કરી રહ્યું છે! મારા જીવનની સરિયામ નિષ્ફળતાનો

વિચાર કરતાં મને ત્રાસ ત્રાસ થઈ જાય છે વિરાટ સૃષ્ટિમાં નજર નાખું છું પણ એવું કોઈ મને દેખાતું નથી, જે મારી મહત્ત્વાકાંક્ષાઓને પાર લાવે મારા જીવનની ઝંખનાને પૂર્ણ કરે, મને અનોખી મસ્તીની ભેટ ધરે ! સિવાય તું કોઈ જ નથી અને હવે તો બાર-બાર વર્ષ થયાં તુંય બોલતો નથી, બોલી બોલીને હું તો થાક્યો છું ક્યાં સુધી ધીરજ ગણું ?' મારી તો તારી પાસે એક જ વિનંતિ છે કે તું મને માર્ગ બતાવ કે મારે શું કરવું ? કઈ રીતે મારી કાયરતા, કાયરતા દૂર થાય ? કઈ રીતે હું વિશુદ્ધ સંયમનો સ્વામી બનું ?

મારે નથી પરવા તારા મોક્ષસુખમાં ભાગ કે નથી મારે જોઈતાં દૈવી સુખો, નથી બાહ્ય ભૌતિક આનંદો ! મારે તો જોઈએ માત્ર વિશુદ્ધ સંયમની આરાધના કરાવે તેવું આત્મબળ ! આત્માનું એક જ એવું સ્પન્દન કે જે મારા મોહના સંસ્કારોની ધરતીને કંપાવી મૂકી તેને કણ કણમાં વીખેરી દે ! એવી જીવન-સાધના જેમાં હું ગુમભાન બની જઈને તમામ વિશ્વને વીસરી જઉં

ઓ નિષ્ઠુર હૃદય ! આમાં મેં શું માગી નાખ્યું ? આપી દઈશ તો તારું શું ઓછું થઈ જવાનું છે ?

અને જો તું નહિ અવધારે તારા સેવકની અરજ ! તો આ ગરજભર્યો સેવક બીજે ક્યાં જશે ? યાદ રાખજે, તારું દાસત્વ મૂકીને એ ક્યાંય જનાર નથી ભલે કદાચ

એને ચક્રીના સિંહાસનનાં ત્યાં નજરાણાં કરાતાં હોય! સ્વામી તો એક જ હોય! શિરતાજ એક જ હોય! કુલીનને વળી બે સ્વામી કેવા? કુલીનના મનમંદિરમાં બે સ્વામીની કલ્પનાય શાની હોય?

તું તિરસ્કારીશ તો સેવકનાં તમામ દુઃખો દ્વિગુણિત થઇ જશે. તું સ્વીકારીશ તો સેવક રાજી રાજી થઇ જશે.

તારા મૌનમાં તો તારો બાળ ધ્રૂસ્કે ધ્રૂસ્કે રડે છે. વિશ્વના દુઃખિયાઓમાં પોતાને સૌથી વધુ દુઃખી માને છે. અને તારા એક જ સ્મિતમાં! તારા એક જ હાસ્યમાં તો નાથ! તારા સેવક જેવો સુખી તો નરેન્દ્ર કે દેવેન્દ્ર પણ નહિ હોઇ શકે! ના, કદાપિ નહિ! એ લોકોની સમગ્ર ઠકુરાઇને પણ આ સેવક પગ તળે કચડી નાંખવાનું બળ મેળવી જાય છે. પરવરદિગાર! તને રીઝવવા માટે જ માત્ર બોલું છું એમ ન સમજતો! ચીરી નાંખે કોઇ તારા સેવકની છાતી, તો તારા સિવાય તેને કશુંય જોવા નહિ મળે હો? તારે ભલે હજી પણ મને અવગણવો હોય તો અવગણજે, તિરસ્કારવો હોય તો તિરસ્કારજે, ધિક્કારવો હોય તો ધિક્કારજે. છતાં યાદ રાખજે, તારો કેડો નહિ મૂકું, દિલથી ચાહીશ તો તને જ, અંતરથી પ્યાર કરીશ તો તારી સાથે. તારે દર્શન દેવાં હોય તો એક પળમાં તું દઇ શકે છે, પણ તારી દાનત જ નથી લાગતી! પણ તારી આ રમતમાં, ઓ નિષ્કરુણ! મારો તો ખુરદો જ નીકળી

જાય છે ઓ રામ! મારા તો રામ રમી જાય છે એક વાર પણ સેવકને તારું દર્શન ન મળે એ એના માટે તો એટલી અસહ્ય બાબત છે કે એની વેદના જીવલેણ બનીને જ રહે છે હજી વિનવું છું કે એક વાર ઓ અમીસ્વરૂપ! અમી નજર કર સેવક ઉપર! તારા દાસાનુદાસ ઉપર! એક વાર સ્મિત કર! ઓ દર્શનાતીત! એક વાર પ્રગટ થા, દર્શન દે! સેવક ગાંડોતૂર થઈ જશે તારા દર્શનને ઝખી ઝખીને. તારા દર્શન માટે રોઈ રોઈને અનેક મહર્ષિઓએ પોતાના લોહીના પાણી કરી દીધા અરે! મૃત્યુપથારીએ પોઢી ગયા શું મારુંય તેમ જ થશે? તારું દર્શન થયા વિના, સ્મિત જોયા વિના જ મારી આંખો મીચાઈ જશે? નહિ જ કે કાય આ ભાવ-દરિદ્રતા! શું નહિ જ જાય મારી કાયરતા! સુખશીલતા! વિરાધકતા! ઓહ! તો પછી શું વળે મારું? પરલોકમાં ક્યાં જઈશ? ગમે ત્યાં જાઉં, ભલે નરકમાં જઉં, પણ ત્યાં તું મને દર્શન દઈશ ખરો? જો કબૂલ હો તો મને સાતમી નરક પણ મંજૂર છે તારા દર્શન ખાતર મને બધુંય મંજૂર છે ઓ યાતનાતીત! આટલી બધી યાતના શું કરવા દેતો હોઈશ તારા સેવકોને? ભગવાન થઈને બાળકની ભીડ ન ભાગે તો બીજો કોણ ભાગશે? સ્વામી જો સેવકને નહિ સાંભળે તો એ બીજે ક્યાં જશે? આટલી સાદી વાત સર્વ રીતે પણ તને ન સમજાય? આ તે કેવી જાતનું તારું સર્વજ્ઞત્વ?

ઓ દર્શનીય! દે, દે એક વાર દર્શન દે! એક વાર તો અનન્ની આ વિનતિ સ્વીકારી લે ઓ કૃપાસાગર!

તારી એક જ કૃપા નીતરતી દૃષ્ટિ સેવકના સર્વ દુઃખ મિટાડવાને સમર્થ છે. જરાક સામું જો. જરાક સ્મિત કર. બસ બિસ, મારે તો પટ્ખંડના રાજ કરતાંય એ વધુ છે. એ ખાતર બધુંય–મારું તનબદન પણ ન્યોછાવર કરી દેવા આ પળે તૈયાર છું.

દયાનિધિ! દે દે, દર્શન દે. બહુ અકળાવ ના તારા સેવકને! તારા જ બાળકને! તારા જ ફરજંદને!

ભૂલ્યો! ભીંત ભૂલ્યો! મારા નાથ તો મારી ચોમેર છે. અરે! અનેકાનેક રૂપ ધારણ કરીને એ વીતરાગ ભગવંતો મારી ચોમેર વીંટળાયેલા છે. જુઓ, જુઓ, જોતાં જ આવડતું નથી. શું આંખો જ નથી મને? આ દેખાય, એકેકો અક્ષર મારા વીતરાગસ્વરૂપે જ છે. ઓ નયનયુગલ! જો જો, આ આરાધનાઓ બધીય વીતરાગસ્વરૂપે જ છે. જો જો, આ અનુષ્ઠાનો બધાય વીતરાગ જ છે! જો આ તારક ગુરુદેવશ્રી, આ પદસ્થ મુનિવર્યો, આ શ્રમણો વીતરાગમય છે. અરે! આ મૂર્તિ, આ તીર્થ, આ પહાડ, આ અંગ-લૂછણું, ગુરુદેવશ્રીજીની આ કામળી, કપડો, પાંગરણી પણ વીતરાગસ્વરૂપ છે. ઓ કરયુગલ! લે તારા હાથમાં અને લગાડ મારી આંખે, છાતીસરસા ચાંપ એ વીતરાગસ્વરૂપ વસ્ત્રોને. પુનઃ પુનઃ વંદન એ અક્ષરદેહે દર્શન દેતા વીતરાગને. ઝૂકી ઝૂકીને નમન, મંદિરમાં બિરાજમાન સાક્ષાત્ દેવાધિદેવને. પછી તું જ વીતરાગ બની જઈશ. વીતરાગ જ બીજાને વીતરાગ બનાવી શકે ને? અવીતરાગ શું વીતરાગ બનાવવાનો?

## ભાવસમ્રાટની ઉપાસના

[ ૬ ]

વિશ્વની સમસ્ત સુખસંપત્તિને હાજર કરી દેનાર એક જ તત્ત્વ દેખાય છે; વિશુદ્ધભાવ. જ્યાં ક્યાંય પણ સુખચેન છે, સંપ છે, શાન્તિ છે, જંપ છે, આનંદ અને ઉલ્લાસ છે; ત્યાં બધેય કોઈનો વિશુદ્ધભાવ જ નિમિત્ત છે.

જન્મ–જન્માંતરોમાં તથાભવ્યત્વનો પરિપાક જીવને જે સાક્ષાત સહાય કરે છે અને ભાવનો સાગર જે હિલોળે ચડે છે, એ વખતે અંતરમાં જામેલાં કર્મોના થરના થર બહાર ફેંકાઈ જાય છે. અતિશય ઉલ્લાસના એ સમયો ભવચક્રની ધન્યતમ અવસ્થાઓ છે. તથાભવ્યત્વનો ચંદ્ર જ્યારે સોળે કળાએ ખીલે છે ત્યારે જ આ અંતરના સાગર (ભાવનો સાગર) માઝા મૂકીને મોજ માણે છે. (કિન્તુ એ ચંદ્રને ખીલવનાર પણ આ શરણાગતિનો ભાવસમ્રાટ જ છે) સાગર અને શશીનું એ અનુપમેય મિલન અખૂટ પુણ્યરાશિની નિષ્પત્તિ કરી આપે છે અને

જીવાત્મા એ જ રાશિના બળ ઉપર સુદીર્ઘકાળ સુધી દેવી સુખોનો ભોક્તા બને છે માનવજીવનમા અત્યુન્નત કોટિના ભોગવિલાસો મેળવે છે સૌંદર્ય, સૌભાગ્ય અને સૌષ્ઠવ એના દેહના અણુએ અણુમા વાસિત થઈ જાય છે કયો હશે એ ભાવસમ્રાટ કે જેનામા આટલી વિરાટ શક્તિઓ ભરી પડી હશે ? એ છે પ્રભુભક્તિનો ભાવ ત્રિભુવન જેના શરણે છે એવા ત્રિભુવનપતિની તરફ ઝૂકી જતુ મન, ઝૂકી જતી કાયા અને નરી પડતી વાણી અચિન્ત્ય પુણ્યના પ્રાગ્ભારનુ સર્જન કરી આપે છે

ત્રિભુવનપતિનુ તથાભવ્યત્વ સામાન્ય જીવોથી સર્વથા વિલક્ષણ હતુ સર્વજીવહિતચિંતનનો ભાવ આત્માની રગેરગમા પરિણામ પામી ગયો હતો ‘ સર્વ જીવો સુખી થાઓ ’ એ એમની ભાવનાનો વિષય ન હતો કિન્તુ સહુને હુ સુખી કરી દઉ, અવ્યાબાધસ્થાનના સ્વામી હુ બનાવી દઉ, સર્વને હુ દુ ખમુક્ત કરી દઉં, એવો અત્યુન્નત વીર્યવાન ભાવ ઝળહળતો હતો પ્રકૃતિને પણ એ નમાવી દેતો હતો માટે તો આ ભાવસમ્રાટ તીર્થંકરદેવ સિવાય કોઈને વરતો નથી પણ તેનો અર્થ એ નથી કે આપણે તેવા ભાવસમ્રાટના ઉપાસક ન થવુ ! છતા સર્વમાન્ય પ્રાથમિક કક્ષામા પ્રભુભક્તિનો રસ હોય છે માટે જ અહી ભાવસમ્રાટ તરીકે પ્રભુભક્તિનો ભાવ લીધો કે જે વિપુલ શુદ્ધિ કરીને ત્રિભુવનને અમેય આનદ આપી શકે અને અતે ત્રિભુવનપતિની તુલ્ય બની જઈ કૃતકૃત્ય થઈ જાય

પ્રભુભક્તિ અનેક પ્રકારની હોય છે, એ પ્રભુની અંગપૂજા-રૂપ હોય, અગ્રપૂજારૂપ હોય અને સ્તવનાદિરૂપ ભાવપૂજા-સ્વરૂપ પણ હોય. એથીય આગળ વધતાં વચનાનુષ્ઠાનરૂપ પ્રભુભક્તિ આવે અને છેલ્લે અસંગ અનુષ્ઠાનરૂપ પ્રભુ-ભક્તિ જાગે. પ્રાથમિક કક્ષાના જીવો માટે અંગાગ્ર અને ભાવપૂજારૂપ ભક્તિ બહુ જ અસરકારક બની રહે છે. જ્યારે એના દ્વારા જીવનને ભક્તિભરપૂર બનાવનારને તો આજ્ઞાયોગરૂપ ભક્તિ જ શ્રેયસ્કર બની રહે છે. શું આપવાની તાકાત હશે આ પ્રભુભક્તિના ભાવમાં ? આનો તો શું ઉત્તર અપાય? જગતના જીવો જેમાં સુખ માણી રહ્યા છે એ સુખના વિષયો તો ઘણા જ નાજુક, ઘણા જ ક્ષણિક અને ઘણા જ અવ્યવસ્થિત રૂપરંગવાળા છે. એ બધાયને આપવાની તાકાતવાળો આ ભાવ કહીએ તોય ભાવનું શતાંશે પણ સાચું મૂલ્ય થતું નથી.

જગતના જીવોની તૃષ્ણાઓ એટલી અમર્યાદ બની છે અને પુણ્ય એટલું બધું મર્યાદિત રહ્યું છે કે જેને કારણે આ જીવોને થોડાક પણ સુખમાં આનંદ આનંદ થઈ જાય છે. પત્ની માંદી હોય તે અને જરા સાજી થાય તોય આ ઘેલો થઈ જાય અને એમ માને કે બસ હવે મારે લીલાલહેર થઈ ગઈ ! એકાદ મહિનામાં એક સાથે પાંચ–દસ હજાર રૂપિયા કમાઈ ગયો એટલે તો નાચવા જ લાગે. ઘણા વર્ષે છોકરો થાય તોય ગાંડો બની જાય.

વિરાટતૃષ્ણાનું ખપ્પર પૂરવાની આશાને છોડી દેવાનું જ્યાં ત્યાં માર ખાતા પુણ્યહીન જીવને હવે અનિવાર્ય બન્યું

છે એટલે જરાતરા પણ પુણ્યનો ઉદય થઈ જાય એટલે એ સ્વર્ગીય સુખોનો રાજા બની ગયાનો સંતોષ માનવા બેસી જાય છે બિચારાને એ ખ્યાલ જ નથી કે એ તો અનંત અનંત આનંદનો સ્વામી છે! હવે આવા જીવને પ્રભુભક્તિનો ભાવ શું અદા કરે એ કયી ઉપમાથી સમજાવવું? અહીં તો એટલું જ એને કહી શકાય કે આ ભાવ તને શું ન આપે એ જ પ્રશ્ન છે તારી દૃષ્ટિમાં આવેલા સઘળાય સુખથી અનંતગણું પૌદ્ગલિક સુખ તો આપે જ અને એટલું જ નહિ કિન્તુ એ સુખમાં તું લપેટાઈ ન જાય અને એને દુઃખાનુબંધી ન બનાવી દે એની પણ એ કાળજી લે અનંત સુખને પુણ્યાનુબંધી બનાવીને ઉત્તરોત્તર એટલી બધી ઊંચી કક્ષાએ લઈ જઈને મૂકી દે કે જ્યાં એ સુખને તું જ તિરસ્કારે તને એ ભોગો અરુચિકર થઈ જાય, તને એ ત્રાસરૂપ લાગવા મંડી જાય અને પેલું સુખ તો પાછું વધતું ને વધતું જ જાય ન ખમાય જ્યારે આ દશા ત્યારે એક જ ઝાટકે એ સુખને જીવ ત્યાગે પણ આ ત્યાગ એય પ્રભુભક્તિનો ભાવસમ્રાટ જ છે ને? એટલે તો એ ત્યાગ પણ સુખ આપ્યા વિના શેનો રહે?

પણ અહીં સુખનું સાધન બદલાય છે અનાદિ-કાળથી પૌદ્ગલિક સુખની પ્રાપ્તિ હતી તેને બદલે હવે સ્વાભાવિક સુખાસ્વાદમાં જીવ લલચાય છે પુદ્ગલના ભોગથી નહિ પણ પુદ્ગલના ત્યાગથી એને સુખનો અનુભવ

થવા લાગે છે, એટલે આ પ્રભુભક્તિ પુદ્ગલના સુખથી અનંતગુણિત સુખની ભેટ ધરે છે. વિષયો તો અનંત છે પણ એમાંય પ્રાપ્યવિષયો તો થોડા જ. જેટલા વિદ્યમાન હોય તેટલા જ. તેટલા ભોગનો આનંદ કેટલો થઈ શકે ? જ્યારે તેના કરતાં અપ્રાપ્ય વિષયો અનંતગુણા છે. એ અપાયના ત્યાગનો આનંદ કેટલો હોય ? પ્રભુભક્તિનો ભાવસમ્રાટ રાગ ભુલાવી જીવને વિરાગના હોજમાં ઝિલાવે છે. સર્વસંગમાં ક્લેશ સમજાવીને અસંગની ઉપાસના કરતા આ જીવને વિશ્વનો બેતાજ બાદશાહ બનાવે છે. જગતનાં સુખને અનુભવતા જાગતિક જન્તુઓ તરફ જોઈને એને હસવું આવી જાય છે ! અરે ! અનંતસુખનો સ્વામી ભારુતી–તકલાદી–દગાબાજ સુખની ભીખ માંગી રહ્યો છે ? પળભર હસ્યા પછી એ ગંભીર બને છે. દુઃખીને જોઈને મારાથી હસાય કેમ ? દુઃખીનાં દુઃખ ફેડનાર તરીકે મારે વિશ્વનાં બજારોમાં ઘૂમવું જોઈએ અને એ ભિખારીવેડા દૂર કરાવવા એમની સમૃદ્ધિઓનું ભાન કરાવવું જોઈએ. બેસી રહે કેમ પાલવે ? અને જો હું બેસી જ રહું તો પછી તેમના કરતાં હું વધુ ગુનેગાર બનું !

અજ્ઞાનતાથી ખાડામાં પડતાને જોનાર હું એમને બચાવવાના મારા કર્તવ્યથી ભ્રષ્ટ બનું ? શું મારે તેમની સાથે કાંઈ લેવાદેવા નથી ? અનંતકાળ સુધી આ જ જીવોએ મારી ઉપર જાતજાતના ઉપકારો કર્યા છે ! અરે ! આ જડ પૃથ્વી આદિએ પણ મારા શ્વાસોચ્છ્વાસ ચલાવ્યા છે ! અને

એ બધાયનો ઋણી હું કાંઈ જ નહિ કરું તો તો કૃતઘ્ની કહેવાઉં ! વિશ્વની અધમમાં અધમ કક્ષાને માટે પણ હું નાલાયક બનું !

તો લાવ, જગતને સાદ દઉં ! એમને સમજાવું, ન સમજે તો સમજાવવા વધુ ને વધુ કોશિશ કરું એ માર્ગે ન આવે, ખાડાનો રસ્તો ન છોડે ત્યાં સુધી મારું કાર્ય ચાલૂ જ રહે છે તે ન માને એટલે મારે પાછા ન જ ફરી જવાય અરરર ! તો તો તે ખાડામાં જઈને જ પડે ને ? હાડકે હાડકાં ભાંગી જાય ! રૌરવ વેદના ભોગવે અને હું જોતો જ રહું "મારું કર્તવ્ય મેં બજાવ્યું, ન માને તો શું કરું ?" એટલું કહીને સંતોષ અનુભવું ? હરગિજ નહિ હું તો મારું ચાલે તો સમસ્ત જીવરાશિને આબાદીના સ્થાન સુધી પહોંચાડી દઉં

પ્રભુભક્તિનો ભાવસમ્રાટ જીવનું પોતાનું જ પેટ ભરી આપતો નથી, કિન્તુ સઘળાય જીવો પ્રતિ કૃતજ્ઞ બનાવે છે અને જગતની શક્ય એટલી સમસ્યાઓ, વિટંબણાઓને એ ઉકેલી પણ નાખે છે આટલું થાય ત્યારે જ જીવનું કર્તવ્ય પૂર્ણ થાય જીવમાત્ર પ્રતિના મૈત્ર્યાદિ ભાવોની પરાકાષ્ઠા આવે ત્યારે જ જીવ કૃતકૃત્ય બને અને પછી પોતાના સુવિશુદ્ધ સર્વાંગસંપૂર્ણ સ્વરૂપને લોકના અંતે સ્થિર કરી દે આમ કરવાનું કારણ પણ અનંત દુઃખાર્ત જીવોને દુઃખમુક્ત કરવામાં જ રહેલું છે જીવિત અન-

સ્થામાં કેટલું કલ્યાણ કરાય ? કર્મયુક્ત દશામાં આત્માની શુદ્ધિ કરતાં કર્મમુક્ત અવસ્થામાં અનંતગુણ શુદ્ધિ થાય છે. જીવોને અનંતકાળ સુધી પોતાનું આલંબન આપી દઇને જ હવે તારી શકાય, એ જ ભાવનાએ જાણે કે કર્મોને ભગાડ્યાં અને સુવિશુદ્ધ એવું સ્થાન સમસ્ત ભવ્યરાશિને મેળવી આપ્યું. હવે શું ? બસ, જે કોઈ જીવાત્મા એની સન્મુખ થયો, એ ભાવસમ્રાટના સ્વામીના ગુણો ગાવા લાગ્યો કે કલ્યાણ ! એ વિશુદ્ધ અવસ્થાનું ધ્યાન ધર્યું કે એનો બેડો પાર ! એની યાદમાં માત્ર સેંકડો સ્વર્ગીય સુખોની છોળો ઊછળે, એના નામસ્મરણમાં જ સમસ્ત અપાયો વિલીન થઈ જાય, એની આજ્ઞાના પાલનમાં જ અનંત સુખનું શાશ્વત સ્વામિત્વ હથેળીમાં આવી જાય.

એક ભાવસમ્રાટનો સ્વામી આ રીતે લાખો-કરોડો અનંત જીવોને ભાવસમ્રાટના સ્વામીપણાની પ્રભાવના કરે છે. સિદ્ધ થયા તોય જાણે કે જંપીને બેઠા નથી. એટલું જ કે હવે ત્યાં યોગપ્રવૃત્તિ નથી. હવે માત્ર વિરાટ શક્તિના પુંજની સ્થિરતમ અવસ્થા છે. શાશ્વતિક આનંદનું સ્વામિત્વ છે. એને જે કોઈ સ્પર્શે તે શુદ્ધ થઈ જાય, બુદ્ધ થઈ જાય, મુક્ત થઈ જાય. શા માટે ત્યાં કાયાદિ યોગની જરૂર પણ રહે ? જે ફકીર દુવા દઇને જ રોગ મટાડી દેતો હોય, તે શા માટે દવાનાં પડીકાં બાંધી આપે ?

દેવાધિદેવની ભક્તિના શ્રેષ્ઠ ભાવસમ્રાટના અનન્ય સ્વામીની શરણાગતિ મેળવીને બનેલા સિદ્ધ ભગવતો એ જ આપણું શરણ હો, એ જ આપણું મનન હો, એ જ આપણું સર્વસ્વ હો દુઃખાનુબંધી પૌદ્‌ગલિક સુખોને આપણા સુખરૂપ કલ્પી પણ ન શકીએ સુખ તો નિર્વિષય-નિષ્કષાય ભાવનું જ એ સુખની સિદ્ધિ આ શરણાગતિ વિના કદાપિ શક્ય નથી જન્મજન્માંતરોની પુદ્‌ગલાનંદની કુટેવ સ્વાભાવિક સુખ તરફ વળવા દેતી નથી એ તરફ કોઈક આગળ વધેલાને પણ કેટલીક વાર જબ્બર થપ્પડ આપીને ધૂળ ચાટતા કરી મૂકે છે આવી કારમી કુટેવને જડમૂળથી નષ્ટ કરનાર હોય તો પ્રભુ ભક્તિનો ભાવસમ્રાટ

પ્રભુભક્તિ એટલે પ્રભુની શરણાગતિ અનાદિની અવળી ચાલને બહુ જ વ્યવસ્થિત રીતે આ શરણાગતિ તોડી પાડે છે મહાવ્યભિચારીને એ શ્રેષ્ઠ કોટિનો સદાચારી બનાવી આપે છે મહાઅજ્ઞાનીને સર્વજ્ઞ બનાવી દે છે મહાક્રોધીને પ્રશમનો સાગર બનાવે છે નિર્દયશિરોમણિને દયાનો દૂત બનાવે છે ન કલ્પી શકાય એવું આ પરિવર્તન સર્જે છે

અનાદિના કુસંસ્કારો શી રીતે ચાલ્યા જાય! છતાંય એ હકીકત છે, સ્વાનુભવસિદ્ધ બાબત છે કે એ કુસંસ્કારોને જડમૂળસાફ ખતમ કરી દેવાની તાકાત દેવાધિદેવની શરણાગતિરૂપ ભાવસમ્રાટની ઉપાસનામાં છે, છે ને છે જ.

બીજે ક્યાંય માથું મારવા કરતાં શરણાગતિને જ સ્વીકારીએ. દુઃખમૂલક સઘળા સંસારને નિર્મૂળ કરીએ. કેટલાય ભવ્ય આત્માને આપણા દ્વારા અનંત ગુણના સ્વામીપણાની પ્રભાવનાએ શરણાગતિનો ભાવસમ્રાટ જ કરાવશે. આ સિવાય કૃતજ્ઞ જીવને બીજું શું જોઈએ ?



## શુ ખૂટે છે ? શરણાગતિ !

[૭]

વર્ષોથી સાધનાના માર્ગે ચાલી જ રહ્યા છીએ છતા ડગલુ પણ આગળ વધ્યા એવુ ભાન કેમ થતુ નથી ? અલબત્ત, ભણવામા તો કાશી ગયા વિના જ પંડિત થઈ ગયા, માનપાનમાય મોટા થઈ ગયા, ઘણાય ભક્તોના ભગવાન બની બેઠા, પણ છતા આતરસાધનાના ક્ષેત્રે વિકાસની ટીશીઓ પણ ફૂટી નથી એમ તો લાગ્યા જ કરે છે

સહિષ્ણુ બનવાની વાતો કરીએ છીએ પણ સહન કરતા શીખ્યા જ નથી તપનો મહિમા ગાવા છતા તપસ્વી બન્યા નથી પ્રભુની સ્તવના ગડો પાડીને કરવા છતા પ્રભુ ઓળખાયા જ નથી તો ખૂટ્યુ શુ ? આપણી સાધનામા એવુ કયુ હુપકણીજ પડી ગયુ છે જે બધુય પાણીમા જવા દે છે ?

મારા અંગત અનુભવ ઉપરથી તો મને એમ લાગે છે કે અમારા જીવનમાં 'શરણાગતિ'નું તત્ત્વ લગભગ નહિવત્ છે.

અરિહંત, સિદ્ધ, સાધુ અને ધર્મને શરણાગત આત્મા કદી પીછેહઠ કરતો નથી. ક્યાંય થોભતોય નથી. એને આ શરણાગતિથી એવું કોંક બળ પ્રાપ્ત થઈ જાય છે કે જેથી અનન્ય ઉત્સાહ સાથે એ સાધનાની કેડીએ વણથંભી કૂચ કર્યે જ જાય છે. અરહિંત દેવના માર્ગની સાધના એટલે પરિણામના કોઈ પણ વિચાર વગરની આરાધના. માર્ગનો વિચારે પણ નહિ. બીજી વાત એ છે કે આ ઉપાસકોમાં 'પોતાનું' કશુંય હોતું નથી. નથી રહેતો તેમનામાં 'અહં' કે નથી દેખાતો 'મમ'; જે કાંઈ કરે છે તે પ્રભુના નામે, જે કાંઈ છે તે પ્રભુનું.

શરણાગતિમાં માલિકીની વાત નથી. ત્યાં 'અહં'નું કે 'મમ'નું નામ નથી. જે કાંઈ સુંદર છે તે પ્રભુનું, શરણ્યનું.

એક જ કર્તવ્ય, શરણ્યનું શરણું સ્વીકારવું.

એક જ ભાવના, શરણ્યના ચરણની સેવા કરવી. એક જ તમન્ના, એ સેવામાં આગળ વધવાની. એક જ ભય; રખે, ક્યાંક સેવામાં વિરાધના થઈ જાય. સેવાનો જ આનંદ. સ્વામીને રીઝવવાનું જ મન. સ્વામીની ચીંધેલી

દેહીએ જ ચાલ્યુ જતુ તન શરણ્યના બોલ ઉઠાવવા ખાતર જ શરીરનુ જતન કોઈ વિચાર નહિ, વિકલ્પ નહિ, સંકલ્પ નહિ, કશુ જ નહિ અરિહંતે બતાવેલા માર્ગે ચાલ્યા જવાવાનુ કામ એ માર્ગ સુગત અને સુગમ છે, એવુ સાધીને જગતને બતાવવા માટે સિદ્ધોનુ લક્ષ લઈ લેવાનુ અને માર્ગે જતા તન, મન અને વાણીના યોગોને યોગ્ય રીતે દોરવણી આપતા ગુરુભગવતરૂપ સાધુભગવતની પાસે પડછાયાની જેમ રહેવાનુ અહી

અરિહંત-ભગવંત પિતા બને છે
સિદ્ધ-ભગવંત દાદા બને છે
ગુરુ--ભગવંત મા બને છે

ત્રણેય શરણ્ય કોઈનીય કિંમત જરાય ઓછી નહિ પોતપોતાના સ્થાને ત્રણેનીય સરખી જ કિંમત માર્ગદાતા અરિહંતદેવ છે માર્ગની સાધના શક્ય છે એવુ બતાવીને જબરો ઉત્સાહ પ્રેરનાર સિદ્ધદેવ છે અને માર્ગમા આવતી આપત્તિઓને હટાવતા, ગૂંચોને ઉકેલતા, ત્રણેય યોગોને યોગ્ય સ્થાને યોજતા, નિરાશાને મિટાવતા, ધીરજ ધરવાનુ અને સહવા-ખમવાનુ મહાપારાયણ હરહંમેશ કરતા ગુરુદેવ છે

પ્રાથમિક કક્ષાના સાધકોને ત્રણેયની શરણાગતિ જોઈએ એમાય તાત્કાલિક લાભ કરતા ગુરુદેવ જેઓ 'મા'ના સ્થાને છે તેમની શરણાગતિ તો અહી વધુ મહત્ત્વની બની રહે છે આગળ વધતા તો ગુરુદેવની શરણા

ગનિ જરૂરી રહેતી નથી. સ્વયં સ્વનો ગુરુ બને છે. અરિહંતની સાખે અને સિદ્ધના લક્ષે જતો છેવટે તો કેવળ સિદ્ધભગવંતનું લક્ષ રહે છે. અને તેનાથી સ્વયં સિદ્ધ બનીને અશરણ્ય બનીને સર્વનો શરણ્ય બને છે. સાધનામાર્ગની સંપૂર્ણ સફળતા, જાજ્વલ્યમાન સિદ્ધિ આ રીતે જ પ્રાપ્ત થઈ શકે છે. જેઓમાં શરણાગતિ નથી તેઓમાં ધર્મ પરિણમતો જ નથી.

ધર્મનું કાર્ય કર્મને તોડવાનું. કર્મનું કાર્ય જીવમાં 'અહં', 'મમ' ઉત્પન્ન કરીને સંસારમાં રઝળાવવાનું. ધર્મથી કર્મ તૂટે. અહં અને મમ ઓગળે. આપણે બીજી બધી રીતે ભલે આગળ વધતા હોઇએ પણ એ જ્ઞાન, તપ કે પ્રભાવનાની ગતિમાં 'અહં' અને 'મમ' પુષ્ટ થતાં જાય છે એનો ક્યારે ખ્યાલ કર્યો ? જ્યાં આ બે છે ત્યાં સાધના કૃત્રિમ છે. ત્યાં ઓઘદશા છે, ત્યાં જાડી બુદ્ધિનું સંચાલન છે. વસ્તુતઃ ત્યાં વિપરીત જ્ઞાન છે.

ત્યાગ અને તપ કરીએ, જ્ઞાન ભણીએ, ધ્યાન ધરીએ પણ તે બધાં સફળ તો ત્યારે જ થાય, જ્યારે એમાં અહંમમ પોષાતા ન હોય. અને જેનામાં શરણાગતિ નથી, એને જ આ મુશ્કેલી આવે છે. અને કોઇને પૂછતો-ગાછતો નથી. એ સ્વયં વિચારો કરે છે. શાસ્ત્રને માને છે પણ ગુરુને ગમતો નથી. આચારને માન્ય કરે છે પણ આચારને અપનાવતો નથી. વસ્તુતઃ શરણાગતિનાં આ લક્ષણો નથી, એથી જ આવા આત્માઓ ક્યારેક નિશ્ચયના વિચારોમાં અટવાય છે; તો ક્યારેક

કેવળ શુષ્કવ્યવહારમાં ક્યારેક ઉત્સર્ગનું લક્ષ તાકી દે છે, તો ક્યારેક એકલા અપવાદનું ક્યારેક દ્રવ્ય-ક્ષેત્ર-કાળને પકડીને ભાવની વાતો કરે છે, તો ક્યારેક નર્યા ભાવને જ ધર્મ કહી દે છે

ભાવની ભવ્યતા બતાવવા જતા દ્રવ્યને ધિક્કારવાની ભૂલ કરી બેસે છે, તો ક્યારેક ભાવનું ખંડન કરવા દ્રવ્યને જ પ્રાધાન્ય આપી દે છે લાખો-કરોડો ગૂંચોમાં ગૂંચવાઈ જઈ આ સ્વચ્છંદી જીવો સાધનાના માર્ગે શી રીતે કદમ પણ બઢાવી શકે ?

જેણે અરિહંતનું, સિદ્ધનું અને ગુરુભગવંતનું શરણું સ્વીકાર્યું છે, એને તો ગુરુ કહે તે જ મંજૂર ગુરુભગવંત અરિહંતને માનતા જ હોય એમના માર્ગથી એ જરાય ખસે નહિ એટલે જ તો 'ગુરુને માનનાર અરિહંતનો માનનાર' કહ્યો છે ને?

આમ વધુ ઊંડે ઊતરીને વિચારીએ તો ત્રણેયની શરણાગતિ ગુરુભગવંતની શરણાગતિમાં સમાવિષ્ટ થઈ જતી હોય તેમ લાગે છે એમના ચરણ પકડ્યા એટલે અરિહંતસિદ્ધના શરણા આવી જ ગયા અને એમ ધના ધર્મનું શરણું તો આપોઆપ સધાઈ જાય છે આપણા સ્વચ્છંદને રોક્યા વિના કરાતો ધર્મ સંપૂર્ણ રીતે નિષ્ફળ જનાર છે અને ક્યારેક તો માર્ગથી ઉથલાવીને ફેંકી દેનાર

છે. બચવું હોય, જીવવું હોય, આગળ વધવું હોય તો શરણાગતિ સ્વીકારવી પડશે, કિન્નાખોરી જેવી સ્વચ્છંદનીતિ એક ક્ષણભર ચાલી શકશે નહિ.

'અહં–મમ' શરણાગતિમાં મરી પરવારશે. દૂષક તત્ત્વ દૂર થતાં આખીય સાધના મઘમઘ થઈ ઊઠશે. જીવન જીવવાનો આનંદ આ રીતે જ માણી શકાશે. આવા આનંદ વિનાનું જીવન તો દોજખ છે દોજખ.

*

# શ્રમણજીવનનો પ્રાણ જિનાજ્ઞાપાલન

[૮]

કોઈ પણ સાધકે રખે એવુ માની લેવુ કે એકાદ અઠ્ઠાઈ, અઠ્ઠાઈ મહોત્સવ કે સિદ્ધિતપ આદિ કરી લેવાથી કે વર્ધમાનતપની ઓળી માત્ર કરી લેવાથી સાધુપણામા આવી જવાય છે. એવુ પણ ન માની લેવુ કે બે-પાચ હજાર શ્લોક ગોખી લેવાથી સાધુપણાની પ્રાપ્તિ સુગમ બની જાય છે

ના, નહિ જ સાધુપણુ તો સમાયુ છે જિનાજ્ઞાપાલનમા.

જિનાજ્ઞા તો પળપળની આરાધના છે એકેકા અનુષ્ઠાનમાં તાણાવાણાની જેમ એ વણાયેલી છે આથી જ સંયમધર્મનુ-જિનાજ્ઞાનુ-પાલન અતિદુષ્કર બની રહે છે પળે પળે જિનાજ્ઞાનો ખ્યાલ કરતા જ રહેવાનો ખાતા, પીતા, સૂતા, ઊઠતા કે સ્વાધ્યાયાદિ કોઈ પણ કાર્ય કરતા તે તે સ્થાને જિનાજ્ઞા શુ છે? તેની ખૂબ સાવધાની રાખવાની

સાધુધર્મ, નિવૃત્તિના પરમ શુદ્ધ લક્ષ્યવાળો હોવા છતા પ્રવૃત્તિથી ભરપૂર છે સાધુધર્મનુ પાલન એટલે ખાવા-

પીવાદિની અનેકાનેક પ્રવૃત્તિઓથી ધમધમતું જીવન. ધર્મ સિદ્ધ થાય તો પણ શાંત બનીને બેસી રહેવાનું તો નહિ. જ કિન્તુ વિનિયોગની ઉપાસના (પરાર્થકરણ) કરવાની. માત્ર હાથ હલાવ્યા વિના બેસી રહેવાની, ખાધા વિના દિવસો પસાર કરવાની જિનાજ્ઞા હોત તો હજી તે સુસાધ્ય બની જાત પણ આ તો શક્ય જ નથી. આ તો ખાવા-પીવા છતાં મનને પાપપંકનો રંજમાત્ર પણ સ્પર્શ ન થવા દેવાની જિનાજ્ઞા છે. માટે જ તેનું પાલન અનિદુષ્કર બની રહે છે.

ખાવું ખરું પણ ૪૭ દોષથી મુક્ત બનીને જ ખાવું. ઓછું જ ખાવું, રૂક્ષપ્રાયઃ ખાવું, અન્તપ્રાન્ત ખાવું; ખાતાં બોલવું નહિ, દાણો નીચે પાડવો નહિ વગેરે વગેરે એટલી બધી બાબતોની જિનાજ્ઞા એકેકી પ્રવૃત્તિ પાછળ વણાયેલી છે કે જેને સાંગોપાંગ અમલી બનાવવાનું કાર્ય તલવારની ધાર ઉપર ચાલવા કરતાં પણ અતિ કઠિન છે. દરેક પ્રવૃત્તિમાં સો સો જિનાજ્ઞા કહી શકાય.

દશવૈકાલિક સૂત્રમાં પાપકર્મ ન બંધાય તે માટે હાલવાની, ચાલવાની, બોલવાની, ઊઠવાની, સૂવાની, ખાવા-પીવાની કે બિલકુલ ઊંઘવાની મનાઈ નથી કરી; પણ ત્યાં કહ્યું છે કે તે બધું સંયમરક્ષા માટે કરવું તો ખરું પરંતુ પૂર્ણ યતનાપૂર્વક.

આ યતનાને તો ધર્મની માતા કહી છે. તપાદિ દુર્ધર યોગોની પ્રાપ્તિ કરી આપનારી કહી છે. એકાંતે હિતકર કહી છે.

સાધુ ચાલે ખરો પણ ધમધમ ન ચાલે, બોલે ખરો પણ બેકામ ન બોલે, બેસે ખરો પણ પૂંજ્યા વિના ન બેસે, વાપરે ખરો પણ દોષિત ન વાપરે જેને બોલવા-બેસવાના કોઈ શખ્ત નથી તે સંનાગી આવી શરતીપ્રવૃત્તિ વાળો જ સંયમી છે

હવે વિચારીશું તો જણાશે કે માસખમણના પારણે માસખમણ કરવાનું સહેલ છે, પરંતુ નિત્ય નવકારશી કરીને તેના અંગેની જિનાજ્ઞાઓનું પાલન કરવાનું અતિ કઠિન છે

એક લાખ શ્લોક ગોખી જઈને જ્ઞાની બનવાનું રમતમા શકય છે પણ 'કાલે વિણએ બહુમાણે' વગેરે જ્ઞાનાચારની જિનાજ્ઞાની અવિશુદ્ધ આરાધનાવાળા એક શ્લોકનું જ્ઞાન પણ અત્યંત કઠિન છે વર્ષોનું સાધુવેષવાળુ ચારિત્ર કે બાહ્યક્રિયાવાળુ ચારિત્ર સુલભ છે, પણ ચારિત્રાચારભૂત અષ્ટપ્રવચનમાતાના શુદ્ધ પાલનવાળુ એક દિવસનું ચારિત્ર પણ દુર્લભ છે

એ જ રીતે તપસ્વી બનવુ શકય છે પણ તપાચાર વાળા બનવુ અતિ કઠિન છે જિનાજ્ઞા પંચાચારમય છે એ પંચાચારવિહોણા જ્ઞાનદર્શનચારિત્રાદિ તો દાંભિકોના જીવન છે એવા જીવનને જિનાજ્ઞા સાથે કાંઈ સંબંધ નથી જિનના નામે ચરી ખાનારા એ બધાય ગૈરવદુર્ગતિઓના અનંતકાળની યાત્રાના દયાપાત્ર મુસાફરો બનવા સિવાય કશુંય પ્રાપ્ત કરી શકતા નથી

એટલે જેને સાચા સંયમની ભૂખ છે તેણે આ વાતને ખૂબ જ ધ્યાનમાં લઈ લેવા જેવી છે. મોટાંમોટાં તપાદિ અનુષ્ઠાનોમાં સંતોષ માની લઈને પોતાના જીવનની કૃતકૃત્યતા માની લેવા જેવી જીવલેણ ભૂલ ન થઈ જાય તે માટે આ વિચારને ખૂબખૂબ પચાવી લેવાનું આવશ્યક છે. જો આ વિચાર અપનાવવામાં નહિ આવે તો પળે પળે આવશ્યક જિનાજ્ઞાનો ઉઘાડેછોગ ભંગ થશે. નાનામાં નાની દરેક ક્રિયામાં વણાયેલી અનેકાનેક જિનાજ્ઞાઓ સમાઈ છે તે બધાયનો લોપ થશે.

એવા આત્માઓ ઉપવાસનો મોટો તપ કરી લેશે પણ એના અંગેની અનેક જિનાજ્ઞાઓ–જેમકે ઉપવાસમાં એક પણ યોગની ઉપેક્ષા ન થાય, સુવાય નહિ, રાતે પણ સ્વાધ્યાય કરવો જોઈએ, પ્રતિક્રમણ બેઠા બેઠા કરાય જ નહિ, ગુરુભક્તિમાંથી રજા લેવાય નહિ, જેમણે એ પર્વદિવસે ઉપવાસ ન કર્યો હોય, માત્ર નવકારશી કરી હોય એવા પણ મહાત્માની અશુભ વિચારણાય ન થાય વગેરે વગેરે અનેક પ્રકારની જિનાજ્ઞાઓનું જો પાલન ન થાય તો પર્વદિવસના વિશિષ્ટ ઉલ્લાસથી થતા ઉપવાસની એક જિનાજ્ઞાનું નિરપેક્ષ પાલન એ વાસ્તવિક જિનાજ્ઞાપાલન જ નથી.

આવી રીતે એક શાસનપ્રભાવક અનેકોના તારક બને છે અને એ રીતે શાસનની એક વિશિષ્ટ સેવા બજાવે, પણ તેની સાથે સ્વના હિતને જોખમી બનાવે છે. તેવી

અનેક પ્રવૃત્તિ ચલાવે તો તેને લાભ કેટલો અને નુકસાન કેટલું ? એ આત્મા શક્તિસંપન્ન હોવા છતાં કશો ત્યાગ તપ ન આદરે, છાપાદૂપીમાં રસ લે, લોકોની સાથે ગપ્પા મારતો રહે, આ રીતે બીજા ઢગલાબંધ યોગોની અવગણના કરે, તો શું આ આત્મા વસ્તુત આદરણીય કહેવાય ખરો ?

મારી સમજ મુજબ તો આવું ત્યારે જ બને છે કે જ્યારે ગજા ઉપરાતના જિનાજ્ઞાના કોઈ યોગની નિરપેક્ષ આરાધના કરાય છે ગજા ઉપરાત બોજો માથા ઉપર ચડાવવામા આવે ત્યારે પગ થાકી જાય, છાતી ભરાઈ જાય, હાડકા દુખવા લાગે એ જ રીતે તપાદિના એકાદ યોગનો જિગર ઉપરાતનો બોજ જ બીજા યોગમા શૈથિલ્ય લાવી મૂકે

જ્યારે જ્યારે આવું શૈથિલ્ય જીવનમા જોવા મળે ત્યારે તપાસ કરી જવી કે ક્યાક કોઈક યોગ ઉપર વધુપડતો ભાર આપીને એના ભારે ઘણુ બળ ખર્ચાઈ રહ્યું તો નથી ને ?

અથવા તો અનધિકાર ચેષ્ટાથી પણ આવું બને છે. જેમ કે જેને વ્યાખ્યાન વાચવાનો અધિકાર હજી પ્રાપ્ત નથી, તે માનુ વ્યાખ્યાન વાચે, એટલે તે ફૂટી જ નીકળે પરિણામે અનેક જિનાજ્ઞાઓના ભગ થાય

જિનાજ્ઞાનો એક પણ યાધ તૂટે તો એકાદ-બે નહિ કિન્તુ લાખો બળ જલશરણ બને, અદ્ભુત ઓજસ વિનાશ

પામે. સાધુતાની સાચી ભૂખવાળાએ તો નાનામાં નાની 'મત્થએણ વંદામિ'ની ક્રિયામાં પણ જિનાજ્ઞાનું ભારોભાર બહુમાન ભરવું જોઈએ. એ નાનકડી ક્રિયા ગાગર છે, તો જિનાજ્ઞાનું ભારોભાર બહુમાન એમાં સમાતો મહાસાગર છે.

આ ગાગરમાં મહાસાગરને જે ઉતારી શકે, સમાવી દે, તે જ સાધુતાનો સ્વામી છે. બાકીના તો 'અતો ભ્રષ્ટ તતો ભ્રષ્ટ' જેવા ત્રિશંકુ જ કહી શકાય.

પળે પળે જિનાજ્ઞાનો વિચાર કરશો તો પ્રત્યેક ક્રિયામાં મુક્તિસુખ હથેલીમાં રમતાં થઈ જશે. મુક્તિની પ્રાપ્તિ એ કોઈ મોટી ધાડ પાડવા જેવી વાત નહિ રહે કિન્તુ બાળકોની ધૂલિચેષ્ટા જેવી રમતમાત્ર બની જશે.

જિનાજ્ઞાનું પાલન એ જ આપણું સર્વસ્વ બની રહો, એ જ આપણું જીવન બની રહો.

એના વિનાનું જગત, આપણા માટે શૂન્યવત્ ભાસે. જિનાજ્ઞાનું જીવન ગમે તેવી આપત્તિમાં પણ વિરાટની મસ્તીથી મદમસ્ત બનેલું લાગે ત્યારે જ આપણે જીવનનું સાફલ્ય પ્રાપ્ત કર્યું કહેવાશે, ત્યારે જ મુખ ઉપર સ્મિત જાગે અને ખડખડાટ હસવું આવે, નાચવા-કૂદવાનું મન થઈ જાય.

જિનાજ્ઞા સિવાયનું જીવન આપણા માટે ભારે રોકકળ-રૂપ બની રહે, મહાત્રાસમય થઈ પડે, તદ્દન બેચેન બની

રહે આવી કફોડી દશાની અનુભૂતિ પણ એક પ્રકારનુ જિનાજ્ઞાપાલન જ બની રહે છે, એટલે એ અવસ્થા પણ આપણા માટે તો લાભદાયી જ બની રહેશે

ક્યા છે આ ત્રાસ ? ક્યા છે આ જીવલેણ વેદના ? અંતરમા ક્યાય નથી ? જો એમ જ હોય તો જીવનમા ક્યારેય એ સુખદ સવેદન પ્રાપ્ત થવાનુ પણ નથી

જેવી જેની આ પળ તેવી જ તેની આજ જેવી આજ તેવી કાલ જેવી કાલ તેવો માસ જેવો માસ તેવા વર્ષો, યુગો અને સમગ્ર જીવન એટલે જેવી આ પળ તેવુ સમગ્ર જીવન ! નહિ જાગીએ તો કોઈ જગાડનાર નહિ મળે સપૂર્ણ જીવન અજ્ઞાનીના ખડકોએ અવડાઈ-કુટાઈ ભુક્કા બોલી જઈ ટાકણમા વેરાઈ જશે

# અરિહંત ભગવાનની વિશેષતા

[ ૯ ]

જાણો કે અરિહંતની વિશેષતા? બીજા દેવોએ મોક્ષની વાત કરી પણ તેઓ મોક્ષનો સાધક માર્ગ ન બતાવી શકયા. જે સાધનો બતાવ્યાં તે કાં તો ખૂઠાં હતાં કાં તો અસ્થાને હતાં. અરિહંતદેવમાં તો સર્વ જીવોનો હિતાશય ખીચોખીચ ભર્યો હતો. સાધના વગર સિદ્ધિ ન મળે. મુઆ વિના સ્વર્ગે ન જવાય. પૂર્વના ત્રીજા ભવે આરંભી ઉગ્રસાધના, મેળવી લીધું જિનનામકર્મ. નિકાચિત પણ કરી લીધું અને એ નામકર્મને ભોગવવા માટે જિન બન્યા. બનવાના છે સિદ્ધ, પણ બન્યા છે જિન. કેમકે એમના પ્રદેશે-પ્રદેશમાં સર્વજીવહિતાશય વસી ગયો હતો, એને ફૂલિત કરવો હતો. જિન થયા પણ હજુ દ્રવ્યજિન હતા, કાર્યસાધક તો ભાવજિનત્વ હતું. માટે તેની રાહ જોઈ મૌન રહ્યા; કાંઈ જ ન બોલ્યા, ચાર જ્ઞાનના ધણી છતાં કોઈને ઉપદેશ ન આપ્યો.

કૈવલ્ય પ્રગટયું સમવસરણ રચાયું ભાવજિન બન્યા દેશના દીધી અને સર્વજીવહિતાશય ચોમેર ફરી વળ્યો. જોયું ને ? પૂર્ણસિદ્ધિ (અપેક્ષાએ) ન વરી ત્યાં સુધી કાંઈ જ ન બોલ્યા, માત્ર સ્વહિત સાધ્યું અને પછી જ કૈવલ્ય પ્રગટ થતાં પરહિતના સાધક બધાય સાધનો આવી ગયા, એટલે મોક્ષના સાધનો બતાવ્યા બીજા દેવો પાસે કેવળજ્ઞાન ન હતું અધકચરા જ્ઞાને એમણે મોક્ષના સાધનો સીકર્યા અને તેથી જ તે સાધનોમાં અનેક વાધાઓ–વિરોધો વગેરે જણાય છે

જ્યારે પ્રભુએ પ્રરૂપેલા મોક્ષના સાધનો સુવિશુદ્ધ છે, પરસ્પર અબાધિત છે, સર્વદ્રવ્ય ક્ષેત્રકાળભાવને અનુલક્ષીને છે, એટલે વસ્તુત એમ જ કહેવાય કે અન્ય દેવોએ માત્ર મોક્ષની વાત કરી એના વિશુદ્ધ સાધનો ન બતાવ્યા પ્રભુએ મોક્ષને લક્ષ તરીકે જણાવ્યું અને તેના બધાય સાધનોને આપણી સામે ઊભા કરી દીધા

મોક્ષ મેળવો મોક્ષે જાઓ એમ કહેવામાત્રથી મોક્ષ મળતો નથી મોક્ષ મેળવવા એના સાધનને પકડવું જોઇએ એ સાધનનું પણ સાધન હોય તો પહેલા તેને જ પકડવું જોઈએ તાજું શેડકઢું દૂધ પીવા માટે દૂધનું સાધન ગાય લાવવી પડે ગાય પાસેથી દૂધ મેળવવા ગાયને ઘાસ પણ નાખવું પડે ઘાસ મેળવવા પૈસા જોઇએ

મોક્ષનું અસાધારણ સાધન તો ચૌદમું ગુણસ્થાનક છે, પ્રભુ એટલું જ બતાવીને બેસી નથી રહ્યા જો તેમ

કરત તો કોઈ મોક્ષે ન જઈ શકત. એટલે એનું પણ કારણ ક્ષપકશ્રેણી બતાવી. એનુંય સાધન દર્શનસપ્તકનો ક્ષય બતાવ્યો. એનુંય સાધન ભાવશુદ્ધિ બતાવી. એનુંય સાધન ક્રિયારૂપ વ્યવહારમાર્ગનું વિરતિરૂપ ચારિત્ર્ય બતાવ્યું. એનુંય સાધન સમ્યક્ત્વ બતાવ્યું. અને એનુંય સાધન માર્ગાનુસારીભાવનો ચરમ પુદ્ગલાવર્તકાળ બતાવ્યો. એની સાથે સાથે બીજી જેટલી જરૂરિયાતો જ્યાં જ્યાં હતી, જે જે અધિકારે હતી, તે સઘળુંય બતાવી દીધું.

ટૂંકમાં, મોક્ષરૂપ સાધ્યની સિદ્ધિ માટે નિશ્ચયધર્મ બતાવ્યો અને એની પણ સિદ્ધિ માટે ત્યાં વ્યવહારધર્મ બતાવ્યો. સીડીમાં સરખા અંતરે પગથિયાં ગોઠવેલાં હોય તો જ એકેકા પગથિયાને સ્પર્શતાં ઠેઠ ઉપર પહોંચી શકાય. વચ્ચેથી બે પગથિયાં કાઢી લઈએ તો હજારે કે લાખે એકાદ લક્ષ્યે આંબશે પણ બાકીના બધાય પાછા ફરશે.

પ્રભુએ વચ્ચેના એકાદ પણ અનિવાર્ય સાધનને ન બતાવ્યું હોત તો મોક્ષમાર્ગ જ ન હોત. મોક્ષપ્રાપ્તિ જ ન હોત. આ બધું એ સૂચવે છે કે ધર્મસિદ્ધિ સાધનના સાધનને વળગવાથી છે. એનું પણ સાધન હોય અને એ સાધનનું પણ સાધન હોય, તો તે છેલ્લા સાધનને વળગવાથી છે.

ઉપદેશક પાસે જીવો આવે ત્યારે તેને સીધું વિરતિનું અને તેમાંય સર્વવિરતિનું સાધન બતાવાય છે. તો અહીં

માર્ગાનુસારિતાનુ છેલ્લુ સાધન કેમ ન બતાવ્યુ એ શંકા ન કરવી? કેમકે જીવ કેટલા સંસ્કાર લઈને આવ્યો છે, એ કેટલુ પચાવી શકે છે તે જાણવા માટે તો તેના શક્ય અધિકારની ભારે ચીજ જ બતાવવી જોઈએ પછી તે ન સ્વીકારે તો નીચે ઊતરવુ વાજબી છે

અહીં સર્વવિરતિ આપી દેવાની વાત નથી, પણ જીવના દળને માપવા માટે બતવવાની વાત છે ઝવેરી પણ ગજવાનુ ગજુ કેટલુ છે તે જાણવા પહેલા તો ભારે ઝવેરાત બતાવે છે જ્યારે સર્વવિરતિભાવ નથી પોમાતો ત્યારે દેશવિરતિભાવ, સમ્યકત્વ અને માર્ગાનુસારિતા સુધી પણ જવુ જ પડે છે આ જ પ્રભુશાસનની ભારે વિશિષ્ટતા છે

સાધ્યને સાધવા માટે, સાધનોને સાધવા મેળવવુ, સાધ્યને, પણ વળગવુ સાધનોને લૌકિક ન્યાય પણ આવો જ છે ને? ઘડો મેળવવા કુંભાર ચાક, માટી, ગધેડાને જ પકડે છે અધિકારની જાણ પાકી થાય પછી તે મુજબ સાધન આપી દેવામા જ ઉપદેશકની ખૂબી હોય છે

ઉપદેશકની વિશિષ્ટતા પણ આ પારખબુદ્ધિમા જ રહેલી છે આમ યોગ્ય વ્યક્તિને યોગ્ય સાધન આપી દેવાથી એ સાધન એને બરોબર ફીટ આવતા અને વળગી પડે છે પછી તો એ સાધનથી ઉપરનુ સાધ્ય કાળ પાકતા આપો-આપ આવી જાય છે એમ આગળના સાધ્યનુ જે સાધન છે,

એનેય બરોબર વળગતાં સાધ્ય પ્રાપ્ત થાય છે. યાવત્ અંતિમ સાધ્યમોક્ષ પ્રાપ્ત થઈ જાય છે.

વિશિષ્ટ કોટિનું સાધ્ય ઉત્તરોત્તર પ્રાપ્ત થતું જાય અને ક્રમશઃ ઉપર ચડવાથી સાધકનું બળ પણ વધતું જાય, એટલે સુમેળ જામી રહે. અને તેમ છતાંય સાધનામાં અવિધિરૂપ અશુદ્ધિઓ આવે કે તરત જ ગુરુ તેને દૂર કરે. કેમકે સાધન આપ્યા પછી ઠેઠ સાધ્ય સુધી પાર ઉતારવા માટેની ફરજ પણ ગુરુને શિરે છે જ.

'ભાવ સાધો'ની વાત આજે ચાલી છે. પણ ભાવ કોઈ છેલ્લું સાધન નથી. ભાવનું સાધન દ્રવ્ય છે. ભાવ એ નિશ્ચિત છે. એનું સાધન વ્યવહાર છે. ભાવ સાધો એમ કહેવા કરતાં તો મોક્ષ સાધવાની જ વાતો ન થાય? ત્યાં કહેવાશે કે મોક્ષનું સાધન ભાવ છે, તો પછી ભાવનું પણ સાધન દ્રવ્ય છે કે નહિ? માટે વસ્તુતઃ ક્રિયા, દ્રવ્ય, વ્યવહાર, ધર્મ ઉપર જ પ્રથમતઃ વિશેષ આપવો જોઈએ.

ભાવની વાત કરવી એટલે સીડીનાં પહેલાં ત્રણ પગથિયાં ચડયાં વિના જ ચોથાં પગથિયે કૂદીને ચડવાની વાત કરવી. કેટલાં ચડશે? કોણ ચડશે? અને રહી જશે કેટલાં? નીચલાં પગથિયાં ઊડી જશે તો એ સીડી મોક્ષમાર્ગ શી રીતે બની રહેશે? આ બાબતોનો વિચાર કરવો નથી ઘટતો? પરહિત કરો, પણ પરહિતનું સાધન શું? પરહિત સાધવા માટેય સ્વહિત સાધવું જ પડશે.

પ્રભુના જીવનમાં જ જુઓ પરહિતનો આશય કેટલો વિરાટ હતો છતાં તેને સાધવા કર્યું તો સ્વહિતને ? વિરાટ આત્મબળ પ્રાપ્ત કર્યા વિના પરહિત શી રીતે થઈ જશે ? પ્રભુના વિરાટ આત્મબળ જાગ્યા ત્યારે પરહિત તો થયું જ પણ વૃક્ષોય નમી ગયા કાંટાય ઊંધા વળ્યા આખીય પ્રકૃતિ પ્રભુના ચરણે આળોટી કયાંય કદી આવું સાંભળવામાંય આવ્યું છે ?

વિશિષ્ટ કોટિના આત્મબળ વિના પરહિત શક્ય જ નથી એવા આત્મબળ માટે સ્વહિત તરફ જ દૃષ્ટિ કેન્દ્રિત કરવી પડશે પ્રભુએ જે રીતે માર્ગ મૂકયો છે એમાં સુધારો કરવાની કોઈ વાત વાજબી લાગતી નથી વર્ષોથી જે ક્રિયાકાંડ ચાલે છે તે, તે જ રીતે ભલે ચાલે આજે તેમાંથી જે ભાવપ્રાણ ગયો છે, તેમાં તો કાળબળ અને જીવદળ કારણ છે છતાંય એ ભાવ જન્માવવા ક્રિયાના વ્યવહારને શુદ્ધ કરવાની જ વાત કરવી જોઈએ

યોગ્ય મુદ્રા, યોગ્ય આસન, નીતિનું દ્રવ્ય, સંપ, માનવતા, ઉદારતા, ગુરુ-ભક્તિ વગેરેની વાતો કરીને સાથે સાથે વિષયો પ્રતિ વિરાગ ઉત્પન્ન કરાવીને ક્રિયાને પ્રાણવંતી બનાવવા યત્ન કરવો જોઈએ એ માટેય શરણાગતિનું તત્ત્વ તે જ રીતે પ્રધાનરૂપમાં ન આવી જાય કે જેથી બધાય પરમેષ્ઠીની શરણાગતિ જ ધર્મ માની લે નવકારવાળી મૂકી દે, ચળવળા ફેંકી દે અને ચાલ્લા ભૂંસી નાખે !

સામાન્યરૂપે શરણાગતિની વાત હોય, પ્રધાનરૂપે વ્યવહાર-ધર્મનું નિરૂપણ હોય તો જ વ્યવહારધર્મ પકડાઈ રહે અને તેનાથી ઊંચી ઊંચી અવસ્થાઓ પ્રાપ્ત થતી જાય. અન્યથા અરિહંતને શરણાગત, ગુરુને શરણે નહિ રહે, અરિહંતની કૃપામાં માનતો ગુરુની કૃપામાં નહિ માને, અરિહંતની સેવા કરતો જ્ઞાનની સેવા નહિ કરે.

વસ્તુત; આથી ઊલટું જ હોવું જોઈએ. ગુરુને માન-નારો જ અરિહંતને માને છે. જ્ઞાનની સેવા કરનારો જ અરિહંતની સેવા કરે છે. ગુરુકૃપાથી જ અરિહંતની કૃપાનું પરમોચ્ચ રહસ્ય પ્રાપ્ત થાય. સાધન (ભાવિ)ના સાધન (દ્રવ્ય) મૂકીને જો વાત કરીશું તો ઊથલી પડશે આપણી જાત. આ લાલબત્તી અવસરોચિત છે. સાવધાન થઈને પ્રત્યેક ઉપદેશક પોતાની જવાબદારીને સમજે. ગહનતત્ત્વોને વિચારે, ન સમજાય તો ગુરુને પૂછે, ગુરુચીંધ્યા માર્ગે જ વિચારે. સમજતાં વાર લાગવાની નથી. સ્વાતંત્ર્યને દેશવટો દઈશું, તો જ આપણે વીતરાગદેવના શાસનને સમજી શકીશું.

*

## આજ્ઞાયોગની આરાધના

[૧૦]

મુક્તિના લક્ષ્યપૂર્વક જેણે આ જીવનને ભવ્યતમ સાધનાથી ઘડી લેવાનો નિર્ણય કર્યો છે અને શક્ય એવા કોઈ પણ અનુષ્ઠાનથી જે જરાય પાછો પડતો નથી, જે કાઈ ખમવુ પડે તે ખમવા, સહવા, શરીરને દમવા તૈયાર છે, તેના મનમા ફળની અધીરાઈ આવતી નથી

આ લોકના સુખોની પ્રાપ્તિ એ સયમજીવનનુ ફળ જ નથી, પણ જે પરલોકના ફળને વીસરે છે ને આ લોકના તુચ્છ ફળોને જ ખ્યાલમા લઈને એને મેળવવા માટે અધીરો થાય છે સામે ગામ પહોચીને કાઈ પણ પામવાની ઇચ્છાવાળો ગાડીમા બેસીને તો નથી જતો, પણ વહેલી સવારે અધારામા વિહાર કરી દઈને ભયકર અવિધિ આચરી જ નાખે છે

ભણીને મોટા વક્તા બનવાના ફળને મેળવવા પ્રતિક્રમણાદિ ક્રિયાઓને ૧૫ મિનિટમાં પતાવી દઈને પાછો ભણવા માટે બેસી જાય છે. આ લોકનાં તુચ્છ ફળો જેની નજરે ચડે છે તે જ દયાપાત્ર મુનિ એને મેળવવા અધીરો થાય છે. અને અધીરો આત્મા અવિધિ કર્યા વિના રહેતો જ નથી. વસ્તુસ્થિતિ તો આથી તદ્દન વિપરીત હોવી જોઈએ.

મોક્ષના પરમોચ્ચ ફળને જ સામે રાખવાનું છે. એક જ ભવે નહિ પણ સાત–આઠ ભવની સતત સાધનાએ જ એ ફળ આવવાનું એ પણ નિશ્ચિત છે. આ લોકનાં તુચ્છફળોની જેમ મોક્ષફળ ઝટ હાથમાં આવનાર નથી.

તો અધીરાઈ શા માટે કરવી? આવા સહુત્તમ ફળને મેળવવા માટે રાત ને દી ધર્મયોગમાં જ કેમ ન લાગી જવું? શા માટે પરઘરમાં જઈને આ સાધનામાં અંતર પાડવું? નૈરન્તર્યપૂર્વક અને અત્યંત આદર સાથે સંપૂર્ણ ધીરજ ધારણ કરીને જે ચક્રવાલ સામાચારી પાળવાની છે તેનું સેવન એ જ આદર્શ બનાવી દેવો. અહીં અધીરાઈ નથી એટલે અવિધિની સંભાવના પણ નથી. એટલે નૈરન્તર્ય અને આદરસેવિત જે પ્રભુનો આજ્ઞાયોગ તે જ અવિધિસેવાના કારમા પાપથી જીવને બચાવી શકે છે એ વાત નિશ્ચિત થાય છે.

રોગ ગમે તેટલા લાંબા કાળથી વળગ્યો હોય અને તેના કારણે ચિત્ત પણ તદ્દન નિર્માલ્ય અને હતાશ બની ગયું હોય છતાં પણ જો નિપુણ વૈદ્યે આપેલા ઔષધનું

વિધિવત્ સેવન કરવામાં આવે તો તે રોગને જવું જ પડે છે, તેમ સાધકના વિધિવત્ આજ્ઞા-ઔષધના સેવનથી ભયંકર કર્મરોગ પણ નષ્ટ થઈ જાય છે અલબત્ત, અહીં સંસારના ભોગોનું કુપથ્ય કદાપિ ન જ કરાય પરંતુ બીજા તંદુરસ્ત માણસો ગમે તેવું ખાઈ નાખે અને પચાવી પણ નાખે પણ તેનું અનુકરણ રોગી શરીરવાળાથી કદાપિ ન થાય, તેને માટે જે ચરી હોય તે ગમે તેટલી સખત હોય તો પણ તેણે પાળવી જ પડે તેમ ન કરે તો રસાયણ પણ ફૂટી નીકળે અહીં દોષ રસાયણનો નથી કિન્તુ કુપથ્ય-સેવનનો છે

વસ્તુતઃ તો દોષ વૈદ્યનો છે કે જેણે જીવદ્રવ્યને નખશીખ તપાસ્યું નહિ અને અકાળે એને ઔષધ આપી દીધું અસ્તુ

હવે પ્રભુની આજ્ઞાનો યોગ એટલે શું તે વિચારીએ આજ્ઞાયોગ એટલે પ્રભુના તરફનો ભાવબહુમાન જેમ જેમ આ ભાવબહુમાન પ્રાપ્ત થતું જાય તેમ તેમ વિરતિના આવારક કર્મોનો ક્ષયોપશમ થતો જાય આમ સમ્યક્ત્વી હોય તે દેશવિરત બને, દેશવિરત હોય તે પ્રમત્તમુનિ બને, પ્રમત્તમુનિ અપ્રમત્ત યોગી બને અને યોગી અયોગીકેવલિ બને

આજ્ઞાબહુમાન આવ્યા પછી ઉત્તરોત્તર ઊંચી કક્ષા સુલભ બની જાય છે આજ્ઞાબહુમાન એ અંતરનો વિષય છે પણ એના અસ્તિત્વને નક્કી કરવા માટે એનું બાહ્ય-

લિંગ પણ છે જેને અભિગ્રહ–ધારણ–પાલન કહેવાય છે. તીવ્ર અભિગ્રહોનું ધારણ હોય અને એનું અણિશુદ્ધ પાલન હોય ત્યાં અવશ્ય આજ્ઞાબહુમાન હોય. આજ્ઞા-બહુમાનવાળો જીવ ભાવ આપીને બેસી રહેતો નથી. જીવનમાં જે કાંઈ શક્ય હોય તે સઘળું અમલી બનાવવા ઉદ્યત હોય છે. જે કાંઈ અશક્ય હોય તેની પણ ધારણા-પાલનાની વૃત્તિ તો હોય જ. પોતે ન કરી શકે તેવા યોગોમાં પણ પ્રવૃત્તિ કરવાની ઇચ્છા તેના રોમેરોમમાં ફૂરી વળી હોય.

આમ શક્ય યોગોની પ્રવૃત્તિરૂપ અને કારણવશાત્ અશક્ય એવા યોગોને સાધવાની ઇચ્છારૂપ અભિગ્રહથી આ જીવ સદૈવ સજ્જ હોય. કેટલીક વાર પ્રવૃત્તિ કરતાં એની ભાવ-નાથી એ ભારે કર્મોનો બેંખાટો બોલાવી નાંખે. જીર્ણ શ્રેષ્ઠીને પ્રભુને પ્રતિલાભવાની ઇચ્છારૂપ અભિગ્રહ હતો. જે અભિનવ–શ્રેષ્ઠીની પ્રવૃત્તિ કરતાં કંઈ ગણો વધી ગયો. પ્રભુએ પણ તેમને કૃતપુણ્ય કહ્યા.

સાધુજીવન સેંકડો અભિગ્રહોથી સુસજ્જ હોય જ. કેમકે મુનિ છઠ્ઠે ગુણસ્થાને હોય છે. ચારિત્ર્યમોહના ક્ષયોપશમ વિના છઠ્ઠું ગુણસ્થાન સંભવિત નથી. અને જ્યાં ચારિત્ર્યમોહનો ક્ષયોપશમ છે ત્યાં વીર્યાન્તરાયનો ક્ષયોપશમ છે કેમકે એ બેનો અવિનાભાવ છે. અંતરના ભાવ ઊછળતા રહે અને અભિગ્રહોમાં પરાક્રમ ન ફોરવી શકાય તો વસ્તુતઃ તે મુનિ છઠ્ઠા ગુણસ્થાને ન કહેવાય. કિન્તુ વિશુદ્ધ–ભાવ–માત્રનો

સ્વામી તે ચોથા ગુણસ્થાને જ કહેવાય આપણે મુનિપદે છીએ કે નહિ એ વાતનો નિર્ણય આપણા અભિગ્રહોના વિશિષ્ટ પરાક્રમ ઉપરથી જરૂર કરી શકીએ વિષ ગમે તેટલુ ભયંકર હોય છતા વિધિપૂર્વકના મંત્રજપથી એને નિષ્ફળ બનાવી શકાય છે તેમ વિધિપૂર્વકના અભિગ્રહોરૂપ જીવનથી-આજ્ઞાયોગથી-સર્વપાપવૃત્તિના વિષને સર્વથા નિષ્ફળ બનાવી શકાય છે

અહી સુધીની વિચારણાથી આપણે સમજી શક્યા કે અવિધિસેવાથી ઉત્પન્ન થયેલા કર્મોના ભયંકર અનુબંધોને તોડી જ નાખવા જોઈએ તેને તોડી નાખનાર અભિગ્રહરૂપ આજ્ઞાયોગ છે અહી અભિગ્રહ શબ્દ પારિભાષિક ન લેતા યૌગિક લઈએ તો આખાય આજ્ઞાયોગનો સમાવેશ થઈ જાય આત્માની તરફ અચિત્તનુ ગ્રહણુ જાળવી રાખનાર સઘળાય આજ્ઞાયોગ અભિગ્રહ કહેવાય અનુબંધોને બહુ જલદીથી અને એક જ તડાકે તોડી નાખનાર એક આજ્ઞાયોગ છે, જે આલોચનાના પ્રાયશ્ચિત્તરૂપ છે કરેલા કુકર્મનુ નિર્માયીભાવે આલોચન કરવાથી એ કુકર્મજનિતબંધ અનુબંધવાળો રહેતો નથી જો પ્રાયશ્ચિત્ત ન થાય તો એના રૌદ્રઅનુબંધો જન્મજન્મા તરની કારમી અગનવર્ષામા જીવને સળગાવી નાખે, રિબા વીને ભવચક્રમા ભમાવે.

આજ્ઞાયોગનુ મહત્ત્વ વિચાર્યું, પણ અહી એક બાબત ખ્યાલમા રાખવાની છે જો તે વાત નજરે ન આવે તો દેખીતી રીતે જણાતો આજ્ઞાયોગ જીવનને વિનાશના ઓવારે ઘસડી જાય સામાન્ય રીતે આપણે એમ સમજીએ છીએ કે પ્રભુએ

બતાવેલા ત્યાગ, તપ, જ્ઞાન, ધ્યાનના ધર્મો એ બધા આજ્ઞાયોગ છે; પણ વસ્તુતઃ તેમ નથી.

આજ્ઞાયોગ એટલે કેવળ ધર્મ નહિ પણ બંધારણીય ધર્મ. આ વ્યાખ્યા દૃષ્ટાંતથી ઝટ સમજાશે. એક શેઠે મુનીમને કહ્યું કે તમે દસ હજાર રૂપિયા સુધીનો ધંધો કરજો, તેથી વધારેનો ધંધો કરશો નહિ. આમ કહીને શેઠ પરગામ ગયા. એક દિવસ એક ધંધામાં મુનીમને એમ લાગ્યું કે આમાં મોટા નફો થઈ જાય તેમ છે, પણ દસ હજારથી વધુ રોકાણ કર્યા વિના ચાલે તેમ નથી. નફાને આંખ સામે રાખીને તેણે વીસ હજારનો માલ લીધો અને તેમાં તેને પાંચ હજાર રૂપિયાનો નફો થયો. શેઠ આવ્યા. ખૂબ સારી બક્ષિસની આશા સાથે મુનીમે બધી વાત કરી. શેઠે તે સાંભળી લીધું અને તરત જ મુનીમને નોકરીમાંથી છૂટો કર્યો. અહીં મુનીમે શેઠની સેવાનો ધર્મ બજાવ્યો, પણ બંધારણીય ધર્મ તો ન જ બજાવ્યો. શેઠે આજ્ઞા કરી હતી, દસ હજારથી વધુ ધંધો ન કરવો. એ શાસનનો તેણે ભંગ કર્યો. નફો દેખાડયા છતાં એ નફાની કશી શાબાશી ન મળી. બંધારણને તોડવાથી નોકરી ગયાની નુકસાની જ થઈ.

મુનિને ઉપવાસ હોય, છતાં ગુર્વાજ્ઞાને એ અનુસરે તોય ત્યાં લાભ કહ્યા અને ઉપવાસ અખંડ જણાવ્યો, કેમકે શાસનના બંધારણીય ધર્મનું પાલન થયું છે. ગુર્વાજ્ઞા છતાં ઉપવાસી ન સ્વીકારે તો ઉપવાસનો ધર્મ વગોવાય. એ પ્રાયશ્ચિત્તનો ભાગી બને કેમકે બંધારણીય ધર્મને

અવગણે છે પાસત્થા વગેરેને વંદન ન કરવાનો ધર્મ છે પણ અમુક કારણે તેમને પણ વંદન કરવું જોઈએ આ શાસનબાધારણને જે માન્ય ન ગણે ને વંદન ન કરે તે પ્રાયશ્ચિત્તનો ભાગી બને કેમકે ધર્મ કરવા છતા બાધારણીય ધર્મનું તેણે પાલન કર્યું નથી

હવે સમજાશે કે આજ્ઞાયોગ એટલે શાસનબાધારણ-પૂર્વકનો ધર્મયોગ, કેવળ ધર્મયોગ નહિ ગુરુકુલવાસના ક્લેશાદિ દોષોથી અને દોષિત ગોચર વગેરેથી ત્રાસીને એક સાધુ ગુરુકુલવાસનો ત્યાગ કરે અને શુદ્ધ ગોચરી પાણીનો ધર્મ બજાવે છતા આજ્ઞાયોગ નથી કેમ કે શાસનમાન્ય ગુરુકુલવાસને તેણે ત્યાગ્યો છે આ બાધારણીય ધર્મનું અપમાન એને સંસારમા રખડાવે શુદ્ધ ગોચર ધર્મના બહુમાનનો લાભ તદ્દન નિષ્ફળ જાય

આપણે મનમાન્યા ધર્મ કરીએ તેથી સાધક ન કહેવાઈએ પણ શાસનમાન્ય બાધારણમા રહીને કાંઈ પણ કરીએ તો જ સાચા સાધક કહેવાઈએ, આજ્ઞાપાલક કહેવાઈએ. આ બાધારણાને બેવફા બનનાર ગમે તેટલો ધર્મ સાધવા છતા વસ્તુત આજ્ઞાભંજક છે, વિરાધક છે ભવચક્રના ફેરા વધારનાર છે આજ્ઞાયોગના બાધારણપૂર્વકનો ધર્મ એ જ ધર્મ કહેવાય બાધારણનિરપેક્ષ ધર્મ એ નિકૃષ્ટ અધર્મ કહેવાય પણ આ આજ્ઞાયોગ મેળવવો શી રીતે ? ધર્મ તો સ્વમતિથી સમજાય પણ બાધારણીય ધર્મ શી રીતે સમજાય ? એક જ ધર્મ કાલાદિ ભાવો ફરતા અધર્મ થઈ જતો હોય, અને એક અધર્મ

દ્રવ્યાદિની અપેક્ષાએ સદ્ધર્મ બની જતા હોય. આ ગૂંચવણ-ભરી બાબતોને ઉકેલનાર સ્યાદ્વાદને અને ઉત્સર્ગાપવાદની આંટીઘૂંટીને સમજવી શી રીતે? એને સમજવાનો એક જ ઉપયોગ છે; ગુરુકુલવાસ.

ગીતાર્થગુરુઓની નિશ્રામાં રહે તે જ બંધારણીય ધર્મનો જ્ઞાતા બની શકે અને જે આવા ધર્મને જાણતો નથી એ જીવ કદાચ સમ્યક્ત્વી હોય તોય એનું સમ્યક્ત્વ ભયસ્થાને પડેલું કહેવાય. સ્યાદ્વાદની વ્યવહારું સમજ વિનાનું સમ્યક્ત્વ લાંબો સમય સ્થિર રહી શકતું નથી. કેમ કે સ્યાદ્વાદવી સમજણથી જ બંધારણીય ધર્મની સમજ આવે છે. સ્યાદ્વાદ અને બંધારણીય ધર્મની સમજના અભાવે કુગ્રહને પેસી જવાનો સંપૂર્ણ અવકાશ મળે છે. જ્યાં કુગ્રહની સંભાવના છે ત્યાં સમ્યક્ત્વ હોય તો તે જોખમમાં છે.

અપ્રમત્તભાવના અધિકારી મુનિનું સમ્યક્ત્વ તો અસ્થિમજ્જા જેવું થયેલું જ હોય ને? પણ તેને અસ્થિમજ્જા જેવું બનાવનાર ગુરુકુલવાસ છે. કેમ કે એ જ એને બંધા-રણીય ધર્મની સમજ પાડી આપે છે. "ગુરુકુલવાસમાં રહીને દોષો સેવીને શું? દૂબળાનાં કામ છે નાવડાથી સાગર તરવાનાં. આપણે તો ભુજાના બળથી જ તરી જઈએ." આવું કહીને સ્વચ્છંદ વિહરનારાઓ સંસાર-સાગર તરવાનું સાહસ કરે છે અને અંતે ભરસાગરમાં ડૂબી જાય છે.

સ્વહિતના સાધકે અને પરહિતના ચિંતકે ગુરુકુલ-વાસથી એક ક્ષણભર પણ દૂર રહેવું ન જોઈએ. એ આજ્ઞા-

યોગ એના જીવનમાં જેમ જેમ પરગમતો જાય છે તેમ તેમ તેનો ભાવસાગર હિલોળે ચડે છે નવનવા અદ્ભુત અભિગ્રહો કરવા વીર્ય ફોરવે છે અભિગ્રહોના પાલનમાં પણ તે અત્યંત કઠોર બને છે આજ્ઞાયોગના પાલનના આનંદની સામે દ્રવ્યાદિની વિષમતા તેને જરાય દુઃખદ બનતી નથી નિર્દોષ દ્રવ્ય ન મળે તો ચલાવી લેવાનું તે મહર્ષિ પસંદ કરે છે ક્ષેત્ર વિષમ હોય તો બીજા દસ માઈલ ચાલી નાખવાનું તેને મન રમત વાત બને છે એને મન તો આજ્ઞાપાલન જ પરમાનંદ આપે છે

શૂરો સુભટ ઘાયલ થાય તોય ખિન્ન થતો નથી એને તો મરતાંય આનંદ જ હોય છે 'મારા મહારાજાની આજ્ઞાના યોગમાં જ મર્યો, ધન્ય જીવન ! ધન્ય મરણ !' નિહ મરવું પસંદ કરે પણ ધામની સામું ય ન જુએ મુનિ મરવું પસંદ કરે પણ બધારણીય ધર્મની વિરુદ્ધ જઈને ક્ષણભર પણ જીવવું પસંદ ન કરે

હવે સઘળી વિચારણાનો ઉપસંહાર કરતાં કહેવાનું કે અવિધિસેવા એ મુનિજીવનનો ભયંકર દોષ છે, કેમકે તેનાથી અનુબંધવાળા અશુભકર્મબંધ થઈ જાય છે અનુબંધ જ જીવને અનંત સંસારમાં ભટકાવે છે અનુબંધ તોડવા પૂર્વોક્ત પ્રકારનો આજ્ઞાયોગ જીવનમાં કેળવવો જ જોઈએ આજ્ઞાયોગ એટલે બધારણીય ધર્મ એની પ્રાપ્તિ માત્ર ગુરુકુલવાસથી શક્ય છે

## ભામંડલ કે ભાવમંડલ

[૧૧]

પ્રભુના શરીરની દિવ્યકાન્તિને લીધે ભવ્યાત્માઓ પ્રભુની સામે નજર પણ નાંખી ન શકે. એટલે એ તેજના પુંજરૂપે ભામંડલ પ્રભુના મસ્તકની પાછળ સ્થિર થઈ ગયું. કોઈ દેવે આવીને આ સર્જન કર્યું નથી. પ્રભુનાં જ ઘાતીકર્મોના ક્ષયથી આ ચમત્કારિક રચના થઈ છે. ઘાતીકર્મનો ક્ષય તો સામાન્યકેવલિનેય ક્યાં નથી હોતો! પણ તેમને તો તેવી દિવ્યકાન્તિ જ નથી તો ભામંડલ તો ક્યાંથી હોય?

ઘાતીકર્મના ક્ષયની દૃષ્ટિએ બેય સમાન, બેય પાસે અનંતચતુષ્ટયની ઋદ્ધિ, છતાં આ ભેદ ક્યાં પડ્યો? એનો નિયામક કોણ? તીર્થંકરદેવનો એક જ જીવ વિશ્વમાં એવો હોય છે કે જે સમસ્ત જન્તુરાશિના ઉદ્ધારનો બાળનો ભાવ જન્મોજન્મથી ભાવે છે. સહુ દુઃખમુક્ત

થાઓ કે સહુ સુખી થાઓ એવી આશિષો જ તેઓ ઉચ્ચારતા નથી સ્વયં એ જીવરાશિને દુઃખમુક્ત કરવા, સુખી કરવા માટે ઉદ્યમ કરે છે અને તેમના હૃદયની આ તીવ્ર તાલાવેલીનો તે ભાવ જ તીર્થંકર નામકર્મની અદ્વિતીય સામગ્રીની ભેટ ધરી દે છે એટલે ભામંડલનું સર્જન પણ એ અજોડ ભાવમાંથી જ થયું ને? તો વસ્તુતઃ 'ભા' (પ્રભા)નું મંડલ કહેવાય? કે ભાવનું જ?

પ્રભુને તો સાક્ષાત્ જોયા નથી ભલે કદાચ લૌકિક આંખો એને ભામંડલ કહેતી હશે પણ શંખેશ્વર પાર્શ્વનાથદાદાને જોતા તો અહીં ભામંડલ નથી દેખાતું, ભાવમંડલ જ દેખાય છે અને તેય માત્ર દાદાના મસ્તકની પાછળ જ નહિ, પરંતુ સમગ્ર જિનમંદિરમાં, આજુબાજુની ધર્મશાળાઓમાં, પેઢીઓમાં, યાત્રાળુઓના દિલમાં, એમની વાણીમાં, એમના ચિંતનમાંય ભાવમંડલ દેખાયા કરે છે

એ જિનમંદિર સિદ્ધશિલારૂપે જ પ્રતિભાસિત થાય છે ભમતીમાં ફરતા કોઈ અનુપમેય આનંદનો અનુભવ થાય છે સાક્ષાત્ સિદ્ધ ભગવંતોને જ જુહારતા હોઈએ તેવું ભાન પ્રગટ થયા કરે છે વાસનાવિકાર અને સ્વાર્થપ્રવૃત્તિઓથી ખીચોખીચ ભરેલા, દુર્ભાવોના કારમા સંગ્રહી ખદબદતા જીવો જ્યાં આ સ્થાને આવે ત્યાં જ તેમના સઘળાય વિકારો ભાગી જાય એ શાથી?

વિશ્વના વિકૃત બળોને પણ મહાત કરી નાખે એવું પ્રચંડ બળ અહીં હોવું જ જોઈએ ને? એ જ

બળનું નામ ભાવમંડલ. ભાવનાં વર્તુળોમાં આવી ગયેલો, અજાણતાંય આવી પડેલો જીવ પેટ ભરીને અનિર્વાચ્ય આનંદનો અનુભવ કરી જાય છે. એ આસ્વાદ લીધા પછી જગતમાં જવા છતાં એનું દિલ આ ભાવમંડલોમાં જ ખેંચાયા કરે છે. ભાવમંડલ એને ફરી ફરીને બોલાવ્યા કરે છે અને એને પણ પાછા અહીં આવ્યે જ શાન્તિ થાય છે.

અહીં તો મોક્ષના સુખનેય ભુલાવી દે તેવું પ્રશમસુખ અનુભવવા મળે છે. ક્ષણભર તો એમ પણ થઈ જાય કે 'જવા દે મોક્ષની વાત, આ પ્રશમનો રસ છોડીને મોક્ષે વળી ક્યાં જવું? ભલે ત્યાં આથીય ઊંચો પ્રશમરસ કહેવાતો હશે, પણ આપણે ક્યાં જોવા ગયા છીએ? એના કરતાં આ અનુભૂત રસ સમ્રાટની જ શરણાગતિ શા માટે પકડી ન રાખવી?

ભલે ભામંડલ જોવા નથી મળતું, એય ભલે મહાવિદેહમાં હોય. મારે તો આ ભાવમંડલ જ દર્શનીય, પૂજનીય, વંદનીય બની ગયું છે. દાદા સીમંધરસ્વામી ન બોલાવે, એકાદ દેહનેય ન મોકલે, તોય હવે મને બાહુંમોળું નહિ થઈ જાય. આ ભાવમંડલ મળ્યું એટલે સમસ્ત ભૂમંડલમાં મેળવવા જેવું કશું બાકી રહેતું નથી. એ બધુંય એનાથી હેઠ છે.'

શું કહું? કલમથી શું લખું? અહીં તો એવી લહેજત આવે છે કે વાત ન પૂછો. રાગના લપેડાથી

દેષના તડફડાટથી આજ સુધી આનંદ મેળવ્યો પણ એ તો ભારે ક્લેશરૂપ જ હતો આ આનંદ ચાખ્યો ન હતો માટે જ એમાં મૂઝાયો, મરાયો, ફસાયો

એડલપેટા થઈને બધું ય ગુમાવ્યું, પણ એ ય ઠીક જ થયું ભિખારી જેવો થઈ ગયો માટે જાતની દુર્દશાનું ભાન થયું, જાગી ગયો માગ નાથે પણ મારી ઉપર કરુણા વરસાવી અને મને બોલાવી લીધો પેલો પ્રેરકભાઈ પણ માગ નાથનો જ મોકલેલ દૂત હતો, એ ભલાએ મને કાંઈ ન કીધું મને મોકલી દીધો અને પોતે ન આવ્યો શા માટે આવે? એનું આ જ કાર્ય હતું! માગ નાથના ભાવમંડલમાં મને મૂકી દેવાનું

ચિઠ્ઠીનો ચાકર બીજું વધારે કરે જ શા માટે? માગ નાથે તો સેંકડો વર્ષો પહેલાં આ ભાવના મંડલો વિરાટ અવકાશમાં વહેતાં મૂકી દીધાં છે પણ તેમ છતાં આ પુણ્યભૂમિમાં જેવા ભાવમંડલોના થરના થર જામ્યા છે એવા બીજે ક્યાંય નથી જામ્યા! હો! અહીં તો માગ નાથના ભાવ જેવા જ બીજા કરોડો ભાગ્યશાળીઓએ પોતાના ભાવ પણ વહેતા મૂકી દીધા છે એટલે અહીં તો ભાવની જ હેલીઓ વરસી છે એમ કહું તો ય ખોટું નથી

ક્યો ભાવ! એક જ ભાવ જીવમાત્ર સુખી થાય. અજ્ઞાન આત્માઓએ પોતાના જીવના જ સુખ ઇચ્છ્યાં એટલે એમના ભાવમંડલ બહુ જ સંકુચિત બન્યાં અને ક્યાંય નીચે દબાઈ ગયાં પણ દેવાધિદેવના ભાવે જ પગલાં

દાખતાં પ્રભુના સાચા સેવકોએ તો સર્વજીવનાં સુખ ઇચ્છયાં !

સુખની ભાવનાએ સમસ્ત જીવરાશિને આવરી લીધી એટલે એ ભાવનું મંડલ ઘણું જ મોટું બની ગયું. એક વાર નહિ કિન્તુ હજારો, લાખો, કરોડો વાર, એકેકા મહાત્માએ આ ભાવ ફેંક્યા. થરના થર જામી ગયા. એ ભાવમંડલનું મધ્યબિંદુ તો આ પુણ્યસ્થાન જ બન્યું; માટે જ અહીંના વાતાવરણમાં વિદ્યુતશક્તિ છે. ભાવુકલોહને આ ચુંબક એકદમ ખેંચી લે છે. એનાં કર્મમળોને તો એક જ કડાકે ઝાટકો લગાડીને ક્યાંય દૂર દૂર ફેંકી દે છે. વાસનાઓને તો ત્યાં જ નિષ્પ્રાણ કરી દે છે.

ત્રિભુવનપતિનાં ભાવમંડલોએ પગલાં દાબતી, ત્રિભુવનના કેટલાય મહાત્માઓની ભાવ–વણજાર આજેય દોમ દોમ કરતી અહીંથી ચાલી જ જાય છે. સમસ્ત વિશ્વમાં આ ભાવ પ્રસરે છે. જે કોઈ એને ઝીલવાને સન્મુખ થાય છે તે એમાં ઝિલાઈ જાય છે, એય આ વણજારમાં સામેલ થઈ જાય છે.

જે કોઈ જીવને સંસાર ખરાબ લાગી ચૂક્યો હોય અને છતાંય એ છોડયો છોડાતો ન હોય તેણે આ પુણ્યભૂમિમાં તુરત આવી જવું. ભાવમંડલોમાં બેઠક લગાવીને બેસી જવું. બસ, એક જ ચિંતન કરવું. 'મને સંસારથી મુક્ત કરો અને સર્વ જીવો પણ સંસારથી, કારમા દુઃખથી ઝટ મુક્ત થાઓ.'

પછી ચારિત્ર્યમોહના કર્મો ઉપર એટમબામ્બ બોમ્બાર્ડિંગ શરૂ થશે ભુક્કા બોલાઈ જશે એ કર્મોના, કેટલાક ક્યાય ભૂગર્ભમા ભરાઈ જશે ફરી કનડવા નહિ આવે

પ્રચડ શક્તિના ગર્ભવાળા આ ભાવમડલને આપણી અનત અનત વદનાવલિ હો



## एस अट्ठे, एस परमट्ठे, सेसे अनट्ठे

[१२]

મારા નાથને ભેટયો અને ખૂબ જ આનંદ આવ્યો. નવું જ બળ પ્રાપ્ત થયું; જીવન સુધી કામ આવે તેવું. અનંત કર્મરાશિને 'શોર્ટ' આપીને તેના ફુરચા ઉડાવી દે તેવું. પ્રભુના પુનિત દર્શને આંખો સ્થિર થઈ ગઈ હતી અને 'एस परमट्ठे' 'एस परमट्ठे' 'एस परमट्ठे' ની ધૂન મનમાં આરંભાઇ ગઈ. એ ધૂનમાં તો ભારે મજા પડી.

થોડી વાર થઇને ભાવુકો નાથને સ્પર્શવા આવ્યા. પ્રક્ષાલ શરૂ થયો. જમાનાના રંગને લઇને આ ભાવુકો આવેલા નાથના નિરૂપમ રૂપની સાથે પણ હોડ બકવાની બેવકૂફી કરતા. તેઓ કેટલાયની નજરને છેતરતા, પણ મારી તો પેલી ધૂન ચાલતી હતી. કંઈક અધૂરી હતી એ ધૂન, પણ એ ભાવુકોએ એને પૂરી કરી આપી. અને.... 'सेसे अनट्ठे' 'सेसे अनट्ठे' 'सेसे अनट्ठे' 'एस परमट्ठे' 'सेसे अनट्ठे'ની ધારા ચાલી. જ્યાં ક્યાંક કશુંક આડું આવ્યું કે

ઝટ તેના ઉપર ' एस परमट्ठे 'નો જૂનો ગિલ્લો ચડી જાય પછી વિષયોમા ગમે તેવુ આકર્ષણ હોય, કશુય જોવાનુ મન પણ ન થાય, બલ્કે તિરસ્કાર છૂટે આમા તે શુ જોવુ 'તુ ? મારા નાથના તો આ બધાય સેવકો ! એમના ચરણે આળોટે તો તો પછી મારા નાથમા તો કેટલુ બધુ ભર્યું પડ્યુ હશે ?

આ ધૂન ચાલ્યા પછી તો કોઈ વિક્ષેપ મારા માટે વિક્ષેપરૂપ ન રહ્યો કિન્તુ ધૂનને વેગ આપનાર બની ગયો. લિંબડીથી વિદાય લેતા જીવોને ' एस परमट्ठे ' સમજાય પણ જો તેનુ વ્યવચ્છેદક ' सेसे अनट्ठे ' ન સમજાય તો ત્રણી વિશ્વમા આવી ! ભેગી જવાનો સમય આવી જ લાગે. પ્રભુ એ કયી કોટિનો પરમાર્થ છે, એટલુ જાણવા માટે પ્રભુને જ ઓળખી લેવાનુ બસ નથી એ તો ઢાલની એક જ બાજુ થઈ પ્રભુ સિવાયનુ આખુય વિશ્વ ' અનર્થ ' છે એ સમજીએ ત્યારે જ પ્રભુને પૂરા સમજી શકીએ ' પ્રભુ પરમાર્થ છે ' એ સમજવા આખો હસી હસી ઊઠશે ' શેષ સઘળુ અનર્થરૂપ છે ' એ સમજતા જ આખો પ્રભુને જોઈને નાચી ઊઠશે

જગતના અનર્થોને અનર્થરૂપ સમજવાનુ પણ એક શાસ્ત્ર છે અલબત્ત, તે કોઈ વ્યવસ્થિત ભિન્ન શાસ્ત્ર નથી પણ વિશ્વ પોતે જ એક શાસ્ત્રરૂપ છે એના પ્રત્યેક પાને, એની પ્રત્યેક લીટીએ, પ્રત્યેક પદે ,જગતના , અનર્થો લખેલા

છે. ક્યાં લલચાવવું ? ક્યાં ઝૂકવું ? કોને દિલ આપવું ? અર્થ હોય તેને ને ? પણ અર્થ જ નથી ત્યાં શું કરવું ? રૂપને હાથ આપવા શે જવાય ? એ રૂપના રસ લેનારાના શરીરના કસ નીકળી ગયા. આત્માનાં ઓજસ્ ઓસરી ગયાં. રૂપના રાગી તત્ત્વની ભારે દુર્દશાઓ થઈ. છેવટે રૂપ તો ચામડાનું અને આત્માનો અપર્યાય જ ને ? એ ટકનાર થોડો છે ? કાલે જ એનો રંગ ઊતરી નહિ જાય ? એ ચામડુંય બળી નહિ જાય ? ચામડાની અંદર શું છે ? ભારે બદબો આપે તેવી ગંદકી ! રૂપના ભોગમાં શું છે ? નીતરતો સ્વાર્થ ! એ સ્વાર્થ તૂટે તો રૂપ ઉપર પણ નફરત જ આવે ને ? અને એના ભોગે પ્રભુના યોગમાં મોટાં ગાબડાં પડી ગયાં તેનું શું ? જીવન બરબાદ થયું ! આજ્ઞાયોગ તરફ ઉપેક્ષા કરી. વિરતિને હાથતાળી આપી ! આ બધાયનાં ફળ કેવાં ? એ કટુવિપાકો બીજો કોઈ ભોગવશે ? એક રૂપે પણ તોષ થશે ખરો ? અધિક ચડિયાતું જોતાં અસંતોષ વધી ન જાય ?

જગતમાં ચડિયાતાં રૂપ ન મળે ? શેરને માથે સવાશેર ન હોય ? તો પછી તોષ રહેશે કે અસંતોષ ? રોષ અને અફસોસ થયા સિવાય બીજું શું થશે ? સારું મળેલું પણ ખારું ખારું થઈ જાય ! આ જગત પણ અકારું થઈ પડે ! તો તો આ રૂપ જ મહાનર્થ ન બની ગયું ? તોષ ન જન્માવે અને અસંતોષમાં જ રગદોળે તો આનંદ શે અનુભવાય ? માત્ર રૂપ જ આવું છે ? ના રસ, ગંધ,

સ્પર્શ અને શબ્દ, પ્રત્યેક આવા જ દેખીતા રળિયામણા આગળ-પાછળ, ઉપર-નીચે, ચોમેર કારમા દુ ખના દાવાનલ જ સળગતા હોય ! કયો મૂર્ખ આ રૂપાદિના ભોગનુ દુ સાહસ કરે ? કયો બેવકૂફ પોતાની જાતને જ ખાડામા પટકે ?

એના કરતા ભોગોથી પોતાના મનને જ ન રોકી લે ? આખો જ ન ખેચી લે ? કાન જ બધ ન કરી દે ? મોએ તાળુ જ ન વાસી દે ? લાગશે જરા કડવુ પણ જીવનભરની પેલી ત્રાસમય, કષ્ટમય, યાતનામય અવસ્થા નો નહિ જ ને ? વળી જીવમાત્રને જીવવાનો સરખો અધિકાર હોવો જોઈએ આ વિશ્વમા તો આ અધિકાર કચડી નાખવામા આવ્યો છે ! એક રૂપરૂપનો અબાર છે, તો બીજો ખૂધો, લૂલો, અને કાળો મસી જેવો છે ! એક જ્ઞાનનો નિધાન છે, બીજો અજ્ઞાન-શિરોમણિ છે, બે અક્ષર પણ સીધા બોલી શકતો નથી એક કુબેર છે, તો બીજો ભિખારી છે ચપ્પણિયુ લઈ ને કુબેરને ત્યા ભીખ માગવા જાય છે પટાવાળો ડડો મારીને તગડી મૂકે છે કોઇભરી માનો વહાલો દીકરો અકસ્માતમા પ્રાણ ખોઈ બેસે છે મહિનાઓ સુધી-માની આખોના આસુ સુકાતા નથી બીજો એક નાનો દીકરો ઉન્માર્ગે ચડીને બધાય ધધામા પાવરધો બન્યો છે ગતે ઘેર આવીને માનેય લાતો મારે છે મા કહે છે, 'પેટે પથ્થર પાકયો ! પેટમા જ મરી જવુ 'તુ ને ?' છોકરો સામી બીજી બે લાત લગાવે છે. મા ચીસો નાખે છે

એકને પત્ની પર અત્યંત પ્રેમ છે, પણ પત્ની દુરાચારિણી છે. બીજાને પત્ની ઉપર ભારે અનુરાગ છે, પત્ની સીતાજીની નાની બહેન છે. આ શું ? જીવમાત્રને સરખી રીતે સુખચેનથી જીવવાનો પણ અધિકાર નથી ? કશુંય ધાર્યું થઈ શકતું નથી ? અકસ્માતોથી જ ભરેલી આ દુનિયા છે ? કોણે આ અવ્યવસ્થા ઊભી કરી દીધી ? કોણે જીવજગત ઉપર આ સિતમ ગુજાર્યો ? અનંત શક્તિના સ્વામી જીવને શક્તિહીન કોણે કરી મૂક્યો ? સર્વાધિકારસંપન્ન જીવને નિરાધાર કોણે બનાવી બનાવી મૂક્યો ? પ્રભુની પ્રતિમા જવાબ દે છે; કર્મે. કર્મને ઊભા કરનાર અશુભ ભાવે. અશુભ ભાવે અને કર્મે ભેગા મળીને આ તોફાન ઊભું કર્યું ? ઓહ ! તો તો પછી સારામાં સારા રૂપમાં, રંગમાં, રસમાં, સ્પર્શમાં, સારામાં સારા મકાનમાં, વિપુલ ધનમાં. વિશાળ કુટુંબમાં, હૃષ્ટપુષ્ટ કાયામાં પણ ક્યાં સુખ દેખવું ? ગમે ત્યારે આને ઉથલાવી દેનાર પેલા બેય શું નહિ કરી દે ? આશાભર્યા જીવનાં હાડકાં ખોખરાં કરી નહિ નાંખે ? માટે જ 'सेसे अनट्ठे.'

આ સત્તા જ્યાં ચાલતી નથી એ દેવાધિદેવ જ વંદનીય–સ્તવનીય – પૂજનીય – અર્ચનીય – મહનીય. માટે જ 'एस परमट्ठे' એ દેવાધિદેવે જ માર્ગ બતાવ્યો, પેલા બેયના તોફાનને સંપૂર્ણ રીતે શમાવી દેવાનો. એ માર્ગ જ અપનાવવા જેવો. એ માર્ગે ચાલી જતી મહાત્માઓની વણજારની જ સોબત કરવા જેવી. પ્રભુ અને પ્રભુની પ્રભુતા, સાધુભગવંતો

અને તેમની સાધુતા અને એ બધાયમાં અનુગત શુદ્ધ અને
શુભભાવ એ જ પરમાર્થ એ સિવાયનું બધુંય અનર્થ

જેમ જેમ વિશ્વના પાના ફેરવતા જઈશું તેમ તેમ
'सेसे अनट्ठे' નું ગુંજન વેગવંતુ બનશે પછી જેમ જેમ
શાસ્ત્રના પાના ફેરવતા જઈશું તેમ તેમ 'एस परमट्ठे' નો
નાદ પ્રાણવાન બનતો જશે પણ માત્ર 'एस परमट्ठे' ન ચાલે
પરમાર્થને જોતી એક આંખ હસતી હોય અને જગતના
અનર્થોને કબૂલ-મંજૂર કરતી બીજી આંખ પોતે રોતી હોય
આખા વિશ્વનું દુઃખ એને આત્મસાત થતું હોય 'सेसे अनट्ठे'-
ના જપ પણ ચાલતો જ હોય આંખો રોતી અને હસતી
થાય ત્યારે જ સાચી શ્રદ્ધા અને સાચી વિરતિ પ્રાપ્ત થઈ
કહેવાય આવી વિરતિના સ્વામીને વિષયો ઝેર જેવા લાગે
લૂખાહાર અમૃત લાગે, નાનકડી પણ જીવવિરાધના અંતરમાં
વજ્રપાત મચાવી મૂકે, એકાદ પણ જીવને ધર્મદાન અમર્યાદ
આનંદમાં તરબોળ કરી મૂકે કષાયનો તણખો પણ એના
આત્માને ભડકે પ્રજાળતો લાગે પ્રશમરસની ખરી પ્રાપ્તિ
થાય ત્યારે જ એને જંપ વળે એ પાપનું પ્રાયશ્ચિત્ત થયા
પછી જ એની આંખો મુકાય સમસ્ત વિશ્વ અનર્થરૂપ લાગ્યા
પછી એ વિષયના ભાવે એનો છાંટો પણ એને અડી જાય કે
બીજો કોઈ પણ જીવ એનો ભોગ બની જાય તો એનાથી જોયું
ન જાય એનું દિલ રડવા જ કરે, કેમકે પરમાર્થ એને સમજાયો
છે અનર્થ જોતા એ પરમાર્થ જીવનના પરિણામ પણ પામ્યો
છે અનંત વંદનાવલિ હો એ સાચા સાધકોને

○

# શ્રી નવકાર મંત્રાધિરાજ શા માટે ?

[ ૧૩ ]

નવકારમંત્ર મંત્રાધિરાજ છે એનાં અનેક કારણો છે. મારી સ્ફુરણાથી આ વિષયમાં મને જે જાણવા મળ્યું તે જ અહીં રજૂ કરીશ.

સચરાચર વિશ્વમાં વસતું કોઈ પણ પ્રાણી જે કાંઈ પણ પુરુષાર્થ કરે છે તે અધિક સુખની પ્રાપ્તિ માટે અથવા તો આવેલા દુઃખના ક્ષય માટે હોય છે. સંસારમાં વસતો માનવ કે સંયમજીવને સાધતો સાધક—બધાયનું લક્ષ્ય તો એક જ છે—સુખપ્રાપ્તિનું; હા, એ લક્ષ્યને આંબવા માટેના ઉપાયો જુદા જુદા જરૂર છે. જેને જેમાં સુખ આપવાની તાકાત લાગી તેણે તે સાધનને પકડી લીધું.

પણ સર્વશ્રેષ્ઠ કોટિનું સુખ ક્યું કહી શકાય ? કાયા સારી મળે, કામિની કહ્યાગરી મળે, કંચનના ઢગલા મળે, કુટુંબ વહાલું મળે તો સુખી થઈ ગયા કહેવાઈએ ? અનુભવ તો એવો છે કે અંતરમાં પ્રશાન્તરસવાહિતા ન

મળે—આતમરામ જ્યાંને બેઠો ન રહે તો બાહ્ય સુખના સાધનો સુખ આપી શકતા જ નથી

કાયા રૂપાળી મળી, કામિની રૂપાળી મળી, કુટુંબ ક્લેશરહિત મળ્યું અને કંચનની કોડીય ન મળી હોય સ્વર્ગીય સુખના અનુભવ થઈ શકે છે, જો અંતરમાં શાન્તિ હોય, ઉકળાટ ન હોય તો અંતરની અશાંતિમાં બહારના બધાય કહેવાતા સુખના સાધનો પણ દુઃખના સાધનરૂપ થઈ જાય છે અંતરની અશાન્તિ જન્મે છે અશુભ વૃત્તિઓના પોષણમાંથી એ પાપવૃત્તિ જેમ જેમ શાન્ત થાય છે તેમ તેમ આપોઆપ પ્રશાન્તવાહિતાનો અનુભવ થાય છે ભલે પછી ચારેય બાજુ દુઃખનો દાવાનળ કેમ સળગ્યો ન હોય! એટલે સર્વશ્રેષ્ઠ કોટિનું સુખ બાહ્ય સાધનોથી મળતું નથી પણ અંતરની પાપવૃત્તિના શમનમાંથી કે ક્ષયમાંથી જ મળે છે

વિશ્વનું મોટામાં મોટું ગણાતું આ સુખ છે આના વિના વિશ્વના તમામ સુખદાયક સાધનો પણ સુખ પર ખાતમા માટે લાચાર બની જાય છે માટે પાપવૃત્તિઓના વિનાશનું કાર્ય જ સર્વોચ્ચ છે બીજા કોઈ પણ કાર્ય કરતા અતિશય દુર્ઘટ છે, દુસાધ્ય છે નવકાર સર્વપાપવૃત્તિના ક્ષયનું કાર્ય સાધી આપે છે માટે જ તે મંત્રાધિરાજ કહેવાય છે

પણ આટલેથી જ અટકતું નથી જેમ કાર્ય મહાન તેમ વિઘ્નોની સંભાવના પણ ડગલે ને

મહાવીરદેવે મહાભિનિષ્ક્રમણનું કાર્ય આદર્યું ન હતું ત્યાં સુધી એમને કોઈ કનડવા ન આવ્યું અને સંસારત્યાગ કરતાંની સાથે જ ગોવાળિયા ભેટી પડ્યા! ભારે ત્રાસ દીધો. ત્રાસની પરંપરા શરૂ થઈ ગઈ. ભગવાન શ્રીઋષભદેવે સંયમ લીધું કે અંતરાયકર્મ ઉદયમાં આવી ગયું. એક વર્ષ સુધીનો ઘોર તપ થઈ ગયો!

શ્રેયસ્કર કાર્યોમાં વિઘ્નોની હારમાળા હોય જ. વિઘ્નોવાળાં કાર્યો જ શ્રેયસ્કર કહેવાય. પાપકાર્યોમાં કદીય વિઘ્ન આવતાં નથી. ઝવેરાતનો ચરૂ મળી જાય પછી એનાથી સુખ ભોગવી શકાય. પણ એ મળવાથી જેમ સુખની આશા જન્મે છે તેમ ચોરી આદિના ભયો પણ જાગે છે. એ ચરૂ સુખભોગ આપી શકે પણ એનાથી જ ઉત્પન્ન થયેલા ભયોને એ નિવારી ન શકે. એને નિવારવા માટે બીજા ચાઉસની પણ જરૂર પડે.

દહીંની મટકી પડી છે તો જ કાગડા–કૂતરાનાં વિઘ્નોનો ભય છે. દહીંની મટકી સુખનું સાધન ખરી પણ સાથે જ દુઃખની ઉત્પાદક પણ ખરી. નવસેરો હાર ગળામાં નાંખીને બજારમાં નીકળે તેને અંતરમાં ગલીપચી થાય પણ સાથે જ કોઈ એની ઉપર તરાપ ન મારી જાય એની કાળજી પણ રાખવી પડે. જરૂર પડે બે માણસ પણ સાથે રાખવા પડે.

વિશ્વનાં સુખ દેતાં અભ્યુદયકારક કાર્યો જેમ સુખ દે છે તેમ વિઘ્નોની ચિંતાનું દુઃખ પણ ઊભું કરે છે. એ

ચિંતા ટાળવા માટે એ પોતે સમર્થ નથી એને માટે
બીજી ગોઠવણ કરવી પડે છે જેની પાસે નવસેરો હાર
નથી, જે તદ્દન નાગો છે એને ભરબજારમાંય લૂંટાવાનો
ભય નથી એને કોઈ વિઘ્નનો પણ ભય નથી પણ તેથી
તે સુખી ન કહેવાય ઊલટો હાંસીને પાત્ર કહેવાય એટલે
એ વાત નક્કી થાય છે કે સજ્જનો ઊંચામાં ઊંચા કાર્યો
સાધે છે પણ તેની સાથે જ તે મહાન કાર્યો વિઘ્નોને
આવકારે છે વિઘ્નોના વંટોળ ચડ્યા પછી તો સજ્જનના
માત્ર કામ નથી આપતી ત્યાં તો શૂરવીરતાની જરૂર પડે
છે આવા વિઘ્નો ન આવે તે માટે કોઈ પણ સારું કાર્ય
કરતા દુનિયાના ડાહ્યા પુરુષો મંગળ કરે છે

એનો અર્થ એ થયો કે જે કાર્ય છે તે સ્વયં મંગળ
નથી, પણ વિઘ્નોને આવકારવાના અપલક્ષણવાળું છે એના
અપલક્ષણને નિષ્ફળ બનાવવા મંગળરૂપ કાર્ય કરવાની
ફરજ પડે છે પરીક્ષા આપવા જનાર કિશોર જરા દહીં ખાઈ લે
છે, નવા વર્ષે ચોપડાપૂજન કરાવનાર વેપારી મંત્રપાઠ કરાવે છે,
ચોરીએ જતા દંપતીના હાથે મીંઢળ બંધાય છે ગમે તેમ
હોય, જગતના સુખસાધનો, સુખકાર્યો વિઘ્નોના અમંગળની
આગાહી કરતા જ હોય છે અને તે વિઘ્નોથી
કાયર બનેલા વાસનાગ્રસ્ત જીવો મંગળની ઓથ પણ
લેતા હોય છે પૂર્વે કહ્યું તેમ જેમ તે કાર્ય મહાન તેમ
વિઘ્નોની ભારે સંભાવના તો પછી આ સર્વ પાપવૃત્તિના
ક્ષયનું કાર્ય કરવામાં કેટલા ભયંકર વિઘ્નોની સંભાવના
રહે એ પ્રશ્ન પણ થશે જ

પ્રશ્નના ઉત્તરમાં જ નમસ્કારમંત્ર મંત્રાધિરાજનું સ્થાન પ્રાપ્ત કરી લે છે. આ મહામંત્ર સર્વ પાપના પ્રક્ષયનું પરમોચ્ચ કાર્ય જ કરનાર નથી કિન્તુ તે સાથે જ તે સ્વયં સર્વ મંગળોમાં પ્રથમ મંગળ બની જઈને મહા–મંગળનું બિરુદ ધારણ કરે છે. સર્વપાપના પ્રક્ષયનું કાર્ય ઘણું જ મોટું છે માટે જ ઘણું વિકટ છે. પણ એ વિકટ-તાને હટાવવા માટે બીજે ક્યાંય જવાની જરૂર રહેતી નથી. બીજા કોઈ મંગળ કરવાની આવશ્યકતા રહેતી જ નથી. એક જ મહામંત્ર કાર્યસાધક છે, તેમ વિઘ્નને નિષ્ફળ બનાવનાર પણ મહામંત્ર જ છે. વિશ્વમાં કોઈ પણ સારું કાર્ય આવું તો નહિ જ જડે. અને તેથી તે બધાંય કાર્યો વિઘ્નોને નોતરીને જીવનને અજંપાથી ભરપૂર બનાવી દેવાની પૂર્ણ શક્યતાવાળાં છે. આ મંત્ર સ્વયં મંગળમય છે, માટે મહામંત્ર છે. અને સર્વ પાપપ્રવૃત્તિના પ્રક્ષયનું સર્વોચ્ચ કાર્ય સાધી આપે છે માટે તે મહામંત્ર મટીને મંત્રાધિરાજ બને છે.

અહીં એક વાતનો ખ્યાલ રાખવાનો છે કે મંત્રાધિ-રાજ મંગળમય છે. એટલે એનો અર્થ એ નથી કે વિઘ્નનો ક્ષય જ કરી નાખે છે. વિઘ્નોનો ક્ષય થઈ જાય તો અંતરના સત્ત્વને ખીલવવાની તાકાત ન મળે. વિઘ્નો સામે આવે ત્યારે જ તે સત્ત્વ ખીલે અને જીવનને પ્રશાંતવાહિતાના પરમોચ્ચ આનંદ તરફ લઈ જાય. નિઃસત્ત્વ જીવોની જેમ તુચ્છ સુખોમાં એ આનંદ ન માણે. મંત્રાધિરાજ વિઘ્નોનો

ક્ષય જ કરે તેવું ન સમજવું સામે આવતા વિઘ્નોની સામે હિંમતભેર લડત આપવાનું, સંપૂર્ણ વિજય આપવાનું કાર્ય મંગળમય શ્રીનવકારનું છે

આમ જેણે મંત્રાધિરાજનું શરણું લીધું એને વિઘ્નો આવે તોય દિવાળી જ છે કેમ કે ત્યાં તો એનું સત્ત્વ પુરબહારમાં ખીલે છે

પાંચ આશયમાં વિઘ્નજય નામનો ત્રીજો આશય છે અહીં વિઘ્નભાવની દૃષ્ટિ નથી, વિજય મેળવવો એ જ આ આશયનું સ્વરૂપ છે પરીષહોનો અભાવ થાય તો જીવન ખડતલ શી રીતે બને? એ વિઘ્નો ન આવે તો એને પરાણે લાવવાના, એમની સામે પગલે જવાનું અને પછી એની ઉપર વિજય મેળવવાનો શરીરના રોગોરૂપ વિઘ્ન ન આવે તે બને કેમ? કર્મવશ જીવને રોગોની સંભાવના નકારી શકાય તેમ નથી પણ હા, એ રોગોમાંય સમાધિ રાખવી, એ જ રોગો પરનો વિજય છે અહીં આ વાત સૂક્ષ્મબુદ્ધિથી વિચારી લેવાનું જરૂરી છે

પરીષહ અને રોગોરૂપ એ વિઘ્નોનો વિજય મેળવી આપવાનું કાર્ય મંત્રાધિરાજ અવશ્ય કરે છે પણ દિઙ્મોહ મિથ્યાત્વવૃત્તિ રૂપ ત્રીજા વિઘ્નને આવકારીને વિજય મેળવવાનું તેનું કાર્ય નથી આ વિઘ્નને તો એ નિર્મૂળ કરી નાંખે છે એને જન્મતા પહેલા જ નિષ્પ્રાણ થવું પડે છે મંત્રાધિરાજના ઉપાસકમાં મિથ્યાત્વવૃત્તિનું વિઘ્ન કદાપિ ન

હોય. મંત્રાધિરાજ મંગળમય બનીને જરૂરી એ વિઘ્નોનો નાશ ન કરતાં એની ઉપર વિજય અપાવીને મુક્તિરમણીના હાથે વિજયશ્રી પહેરાવે છે. એટલે મંત્રાધિરાજ મહાશ્રુત-સ્કંધનું બિરુદ ધારણ કરે છે.

શ્રુતનાં ફળ મંત્રાધિરાજ અપાવે છે માટે સર્વશ્રુતનો સાર બને છે. હવે મંત્રાધિરાજનું જ અહર્નિશ રટણ આપણે કેમ ન કરીએ ? ક્લેશના મૂળિયારૂપ પાપવૃત્તિનો જ વિનાશ કરી નાંખે અને સ્વયમ્ મંગળરૂપ બની જઈને વિઘ્નોને પણ નિષ્ફળ બનાવી દે તો બીજા કોઈની ઉપાસનાની જરૂર ક્યાં રહી ? બીજે મુખ જોવા ક્યાં જવું ? મંત્રાધિરાજની ઉપાસના યથોચિત સમયે થાય તો તે અનેકગણી બળવાન બને છે. શરૂઆતમાં હૃદયમાં કમલની સ્થાપના કરીને અક્ષરો ગોઠવવા અને પછી સમસ્ત પાપ-વૃત્તિઓને હટવાનો હુકમ કરવો, પરમેષ્ઠી ભગવંતોની શરણાગતિ સ્વીકારવી, અત્યંત નમ્ર બની જવું અને ત્યાર બાદ 'नमो अरिहंताणं' વગેરે પદોના અક્ષરો જોતા જવા.

રોજ ૧૦૮ વાર નવકામંત્રનું આ રીતે ધ્યાન ચાલુ થઈ જાય પછી અંતરમાં અનેરા આનંદનો અનુભવ થાય છે. ચિત્તની અશુભવૃત્તિઓનું શમન થતું જણાય છે. ધીરે ધીરે એ શમન ઘણા લાંબા સમય સુધી રહેતું થઈ જાય છે. જેમ જેમ અક્ષરધ્યાન વધે તેમ ચિત્તની પ્રશાંતવૃત્તિ વ્યાપક બનતી જાય. અશુભવૃત્તિ સંકુચિત બનતી જાય.

આવા મંત્રાધિરાજને હૃદયમંદિરમાં પધરાવ્યા પછી એમની
સાથે લય મેળવી લીધા પછી બીજું કાંઈ જ ગણવાની
જરૂર રહેતી નથી એક અપેક્ષાએ એમ પણ કહી શકાય કે
બીજું ગણનારને એ મંત્રાધિરાજની સર્વકામ-પ્રદાનશક્તિમાં
સંદેહ છે મારો તો થોડા દિવસનો જ પ્રયોગ છે, પણ તેની
મારે ભારે મસ્તી પ્રાપ્ત થવાથી આ મંત્રાધિરાજ તરફ
આસ્થા જગાડી શક્યો છું આથી જ જીવનને હજુય હું
ભાગ્યશાળી સમજું છું

ચિત્તની અનેક અશુભવૃત્તિઓને શમાવવા માટે જે
યત્ન કરવો પડતો હતો તેના સહસ્રાંશે યત્ન કરું તોય
પૂર્ણ કરતા પ્રગુણિત લાભ પ્રાપ્ત થઈ જાય અંતરમાં રોજ
એમ જ થયા કરે કે સાધનામાં કંઈક આગળ વધવું
જીવનના વિકારી વાયરાઓમાં જવામાં કશીય મસ્ત નથી
એ રસાસ્વાદમાં કોઈ આસ્વાદ નથી જે કાંઈ છે તે અંતરના
ગુણોના વિકાસમાં, અંતરની પ્રસન્નવૃત્તિઓમાં જ છે
મંત્રાધિરાજ ઉપર નિષ્ઠા ગણીને આજથી જ આપણે તેનું
ધ્યાન ધરવા બેસી જઈએ સર્વ પાપક્ષયના સર્વોચ્ચ ધ્યેયને
આંબવાની જેને ભારે તાલાવેલી જાગી હશે તે જ મંત્રાધિ-
રાજમાં નિષ્ઠા મેળવી શકશે જે દિલમાં કામ રમતો હશે
ત્યાં રામ પણ રમે એ વાત નહિ બની શકે હા, સર્વપાપ-
ક્ષયનું ધ્યેય હશે, એને મેળવવાની અસહ્ય ભૂખ લાગી હશે
તો રામનું નામ કામને ધક્કો મારીને જરૂર કાઢશે, પણ
જોઈએ તો એક જ

ધ્યાનના યોગમાં કામને સમૂળગો નષ્ટ કરવાની જે તાકાત છે એવી તાકાત કદાચ કેવળ તપના કે કેવળ જ્ઞાનના યોગમાં નહિ હોય. શ્રેષ્ઠી-કન્યા રમા ઉપર આસક્ત થયેલા ભંગિયાને ઠેકાણે લાવવા આ જ ઉપાય રમાએ યોજ્યો હતો. 'રામના નામનું રટણ કરતો તું સાત દિવસમાં તેમાં તન્મય થઈ જાય તો તારી ઇચ્છા પૂર્ણ કરવા તૈયાર છું,' કામીને કામ સાધવા મૃત્યુ પણ મીઠું લાગે. બેસી ગયો રામની મૂર્તિની સામે. પહેલા બે દિવસ તો રામધૂન બરાબર ન જામી. હજુ કામ સતાવતો હતો, પણ પછી તો ધીરે ધીરે લય જામતી ગઈ. રામમાં તન્મય બની ગયો. આખું ગામ દર્શને આવ્યું. સાતમે દિવસે રમા પણ આવી. ખૂબ ઢંઢોળ્યો. કહ્યું, "તારી તન્મયતા જોઈ લીધી. હવે આપેલું વચન પાળવા હું તૈયાર છું." પણ ભંગિયાને રમા દેખાય તો ને? રમામાંય તેણે રામને દેખ્યો. કામ તો ક્યાંય ગળી ગયો હતો. રામે તો કામને માર્યો. રામના નામેય કામને માર્યો! મંત્રાધિરાજની શબ્દાનુપૂર્વીમાં તો વિદ્યુતના ઝાટકા જેવી પ્રચંડશક્તિ ભરી પડી છે. તે તો એક જ ક્ષણમાં કામનું નિકંદન કાઢી નાંખે; પણ એમાં માત્ર નિષ્ઠા જોઇએ.

નથી સાંભળ્યું!

'પ્રભુ નામની ઔષધિ, ખરા ભાવથી ખાય; તો રોગ-શોક આવે નહિ, (કદાચ આવે તો?) સવિ સંકટ મીટ જાય.' ખરો ભાવ જોઇએ. લોકોને એલોપથીમાં ને

હોમિયોપથીમાં ભાવ આવ્યો પણ આ નામપથીમાં ભાવ ન આવ્યો એની જ આ બધી મોકાણ છે દેવી-દેવતાને પૂજવા દોડે છે આશા તણાય છે પણ એ અસમર્થ દેવો કંઈ દેતા નથી એમાં વળી પુણ્ય પણ ન હોય ત્યારે આ ભાઈઓની શ્રદ્ધા ધર્મમાત્રમાંથી ઊઠી જાય છે ભાવ સહેલો નથી સસ્તો નથી ભાવુક મંદિરમાં જ ભાવના પધરામણા થાય છે તથાભવ્યત્વના પરિપાક વિના ભાવુકતા આવતી નથી પણ તેથી નિરાશાને સ્થાન ન આપવું ભવ્યત્વનો પરિપાક કરી આપનાર ઉપાય છે ચઉસરણગમણદુક્કડગર્હા અને સુકૃતસેવન

ચઉસરણગમન એટલે મંત્રાધિરાજને ભાવ-સમર્પણ સમર્પિત બનેલાનો અહં ઓગળેલો જ હોય એટલે સ્વદુષ્કૃતની ગર્હા એ કરે જ અને સર્વસ્વપર સુકૃતોનું અનુમોદન પણ કરે જ મારી તો આ મંગલકામના છે કે સૌ કોઈ મંત્રાધિરાજના શરણે જાઓ અરે, કોઈક ઇહલોકની વાસ્છાથી પણ કદાચ જતા હોય તોય ભલે જાય એને રોકશો નહિ ખબર નથી મારો મંત્રાધિરાજ સર્વ પાપવૃત્તિનો ક્ષય કરનાર છે ઇહલોકની વાસ્છાને તો તે ધારણાથી કરી નાખશે અને પછી એ આરાધકનો નવકાર ભાવ-નમસ્કારમાં પરિણમશે અહીં પ્રશ્ન એ થાય છે કે નવકાર પાપનો અને પાપવૃત્તિનો ક્ષય કરે પણ પુણ્યનો ક્ષય ન કરે! પાપકર્મનો જ ક્ષય કરે? પુણ્ય, પણ બંધન તો ખરું જ ને? સર્વકર્મનો ક્ષય કેમ ન કહ્યો? પુણ્ય-બંધનના નવ હેતુમાં 'નમસ્કાર'

પણ કેમ કહ્યો? એનું સમાધાન હોઈ શકે કે પાપકર્મનો ક્ષય કરવા માટે પુણ્યની ખાસ જરૂર રહે છે.

ઉગ્રપુણ્યે પહેલું સંઘયણ મળે તેને જ સર્વ પાપક્ષયની સિદ્ધિ વરી શકે, બીજાને તો નહિ જ. વળી ઇન્દ્રિયપટુતાદિ પણ પુણ્યથી મળે ત્યારે આ ક્ષય શક્ય બને છે ને? એટલે પાપક્ષય માટે પાપનો શત્રુ પુણ્ય જરૂરી તો ખરો જ.

પાપનો નાશ કરવા પુણ્યની જરૂર છે એટલે સર્વ–કર્મનાશની વાત ન કરી તો હું પુણ્યનો પણ નાશ જરૂરી નથી? હા, અવશ્ય જરૂરી છે. પણ પાપનો નાશ થયા પછી પુણ્ય ટકી શકતું નથી, હમણાં બંધાયુ અને તરત ક્ષીણ થઈ ગયું. પાપ એ મળ જેવું છે અને પુણ્ય એ તો દિવેલ જેવું છે. પાપને ધક્કા મારીને એય તરત નીકળી જાય. એ ચોંટવાવાળી ચીજ નથી. માટે એને કાઢવા બીજા કોઈ દ્રવ્યની જરૂર નથી રહેતી. આમ, પાપનો જ નાશ કહેવાથી બે વાત જાણવા મળી :

(૧) પુણ્ય જરૂરી છે, કેમકે એ પાપને કાઢી શકે છે.

(૨) પાપ ગયાં પછી પુણ્ય પણ આપોઆપ જવા માંડે છે.

તો હવે ઇહલોકના સુખની પુણ્યની અપેક્ષાએ આપણાથી નવકાર ગણાય? જો સર્વ પાપનાશકતા સિવાય કાંઈ પણ એ મંત્રાધિરાજમાં જોઇએ તો મંત્રાધિરાજનાં એ પાંચ જ પદોને આપણે માન્ય કર્યાં કહેવાય અને

આરાધ્ય મંત્રાધિરાજ તો નવપદાત્મક છે મંત્રાધિરાજની મંગળમયતા પાંચ પદના હિસાબે ભલે છે કિન્તુ આરાધ્યતાની દૃષ્ટિએ તો નવપદનો જ જપ કરવો જોઈએ, અને નવેય પદનો જપ તેનો જ સાર્થક કહેવાય જેના હૈયામાં સર્વપાપનાશની ઇચ્છા બેઠેલી હોય. ઇચ્છાન્તર થતાં વસ્તુત તે નવકારની આપણામાં આરાધકતા રહેતી નથી

આપણે હંમેશ મંત્રાધિરાજને સંપૂર્ણ રીતે સમર્પિત રહીએ અને જીવનને ખૂબ જ વિશુદ્ધ બનાવીએ. ચિત્તને અત્યન્ત પ્રસન્ન બનાવી દઈએ અને અનુત્તર સુખનો અનુભવ કરીએ

## શાસન સેવકના બે ગુણો: શૌર્ય અને પ્રેમ

[૧૪]

જીવનમાં જંગ ખેલવો હોય તો એકલું શૌર્ય નહિ ચાલે, સાથે જોઇશે પ્રેમ અને સ્વાધીનતા. શૌર્ય તો કોઇના દિલમાં ઘા કરશે. ઘા કરવા માત્રથી જંગ જિતાતો નથી. અહીં તો મલમપટ્ટા પણ કરી આપીએ તો વિજયી બનીએ. પ્રેમ એ મલમપટ્ટો છે.

ઘા કરતાં મલમપટ્ટો વધુ કીમતી છે. કોઈને જખમી કરી દેવો સહેલો છે પણ એના જખમને રૂઝાવવો ભારે કઠણ કામ છે. એક આંખ પ્રેમથી છલોછલ ભરેલી હોય અને બીજી આંખે શૌર્ય નીતરી રહ્યું હોય તો જંગ જિતાય. પણ એટલું જ બસ નથી.

જંગ જીતવા પગ પણ સાબૂત જોઈએ. સ્વાધીનતા આપણા પગ છે. બીજાને આધીન રહીને જીવન જીવનારો

કાચના કટકા જેટલા સુખ ખાતર પોતાનું જીવન ગીરવે મૂકે છે જીવન વેચીને સુખ મેળવવું એટલે ચંદન બાળીને ભોજન કરવું, છાણ માટે હાથીને વેચી દેવો, કલ્પતરુ તોડીને એરંડાને વાવવો પરાધીનતાભર્યું જીવન એટલે ગુલામીનું જીવન

ભલે કદાચ એમાં કાયાને થોડી એશઆરામી મળી જતી હોય પણ એ એશઆરામી તો જીવનનો કાટ છે, શૌર્યનો ભંગાર છે, એમાં 'ઓજસ'નું પતન છે શિષ્યોને પરાધીન રહ્યા તો જીવનનો દોર શિષ્યોના હાથે ગયો એ દૂધ પાય એટલું પીવાનું અને રોટલી આપે તેટલી ખાવાની એ કહે તેટલું ઊંઘવાનું, કહે ત્યારે ઊઠી જવાનું

એશઆરામીના બદલામાં સ્વાધીનતા લૂંટાતી હોય તે કેમ ચલાવાય? અને એવા શિષ્યની સામે મો રાખીને બેસી રહેનાર ગુરુઓ જગતનું ગુરુપદ કદાપિ લઈ શકે ખરા? જે સ્વાધીન નથી, સ્વાવલંબી નથી, સ્વાશ્રયી નથી તે 'સ્વ'નો માર્ગ વિશ્વને શું બતાવવાનો હતો? જગ બચાવવો છે જગતમાં અને જેર કરવા છે ઝેરી કર્મોને શાસનની ઝંડી ગગને ચડાવવી છે, ત્યાં સ્વાધીનતાના બે પગ તો પાણીદાર ઘોડા જેવા ચપળ હોવા જ જોઈએ અવસર આવે ત્યારે શૌર્યભરી ગડ પણ પાડી શકાય અને તે રાડનો અવાજ પણ કેવો? વનવગડામાં કેશરી ત્રાડતો હોય તેવો! આભનાય પડદા ચિરાઈ જતા હોય! ભૂકંપના ધણેણાટ પૃથ્વીને ફાડી નાખતા હોય! કાચાપોચાની તો

છાતી ધ્રૂજી ઊઠતી હોય ! કોટના કાંગરા થરથર કંપતા હોય ! અને અવસરે પ્રેમ પણ કેવો ? ચંદનની પણ શીતલતાને લજવે તેટલો ઠંડો ? ચંદ્રને પણ શરમાવે તેટલો સૌમ્ય ! ભલભાલ શત્રુના ક્રોધને પણ હિમ જેવો ઠંડો કરી દે ! ઉંદર બિલાડીનેય સાથે બેસાડી દે !

શાસનનું નાવડું ડગમગી રહ્યું છે. આતતાયીઓનાં આક્રમણો વધી રહ્યાં છે. ધર્મધ્વંસના મધ્યબિંદુને સ્પર્શીને જ રાજકારણના રંગોનાં વર્તુળો દોરાતાં રહ્યાં છે. જો કોઈ માઈનો લાલ આ ધરતી ઉપર હવે ન જાગ્યો તો નાવડું ડૂબી જશે. સર્વનું તારક પરમાત્માનું શાસન સ્વયં સાગરના તળિયે જઈ બેસશે.

આજની પરિસ્થિતિ જોતાં ઘણું જ દુઃખ થાય છે. કેટલાક પોતાનાં માનપાનને પોષવામાં પડ્યા હોય તેવું વાતાવરણ છવાઈ ગયેલું દેખાય છે. પ્રેમ છે પણ ભક્તો ઉપર. શૌર્ય છે પણ શત્રુઓ ઉપર. સ્વાધીનતા છે માત્ર શ્વાસોચ્છ્વાસ લેવામાં. મુનિને ભક્ત કોણ અને શત્રુ કોણ ? એને વળી શિષ્યોની પરાધીનતા કેવી ? જે મુનિવર્ગ જ શાસનનું નાવ સંભાળી શકે એ જ શાસનનું નાવ ડગમગાવશે ? વાડ જ ચીભડાં ગળશે તો શું થશે ?

કેટલાકને તો વીતરાગદેવના શાસનની પરવા કરવા કરતાં પોતાના શાસનની વધુ પડી છે. વીતરાગની 'જય' બોલાવવા કરતાં જાતની 'જય' બોલાવવી છે. વ્યાખ્યાનો

પોતાના પાડિત્યના દર્શન માટે, મહોત્સવો, કંકોતરીઓ માટે, શિષ્યો અહંકારના પોષણ માટે, ભક્તો અવસરે લડવાની ઢાલ તરીકે અને ચોમાસા જિંદગી પૂરી કરવા માટે જ થતા હોય એવું લાગે છે અંદરથી અંગ કોહવાઈ રહ્યુ છે બહારથી ઘણુના ઘા પડી ગયા છે હવે એના મૃત્યુને કેટલી વાર? એની કબર ખોદાતા કેટલો સમય?

મને એમ થઈ જાય છે કે હું ઝંપલાવું, સિંહનાદ કરું, સરકારની સામે થાઉં, ચારે બાજુ ઘૂમી વળું અને ધર્મનું તત્ત્વ સમજાવું સૌના મગજમા એની અનિવાર્ય જરૂરિયાત ઠસાવું પણ એકલા હાથે શું કરું? મારા જેટલા પણ જુસ્સાવાળા, ખુન્નસવાળા, ઊકળતા લોહીવાળા કેટલાક સાથી મને ન મળે તો હું એકલો શું કરું? પણ આવું વિચારતાય અંદરથી 'કાયર' 'કાયર'ના અવાજો ઊઠે છે આર્ય કાલકસૂરિજીનું ચિત્ર નજર સામે આવે છે પોતાની બહેન સાધ્વી સરસ્વતીના ખાતર ખૂનખાર યુદ્ધ ખેલ્યા અને ધર્મની રક્ષા કરી આનતાયી ગર્દભિલ્લનો નાશ કરી વસુધાને એના ભારથી હળવી કરી ન મળ્યો સંઘનો સાથ, તો ગયા પરભોમમા શકરાજવીઓનો સાથ લઈને યુદ્ધ પણ ખેલ્યા એકલા હાથે! એકલ પડે! એકલા શૌર્યે!

ભગવાન આર્યકાલકનું દૃષ્ટાન્ત સહુના દિલને ધ્રુજાવી જાય છે સાગ લોહીને ઊકળાવી નાખે છે એમના એ શૌર્યને હું લાખ લાખ વંદના કરું છું તો હું પણ કેમ

આવા શૌર્યથી શાન્તિ ન લાવું? શા માટે શાસ્ત્રબાહ્ય વર્તાવ કરતા લોકોની સામે પડકાર ન ફેંકું? શું તેઓ સખત શિક્ષાને પાત્ર નથી?

શું મને ડર છે ભૂખમરાનો? અપમાનનો? અપકીર્તિનો? અરે! એવા ભૂખમરાએ એકાદ વાર પણ મૃત્યુ મળે તો ભવના ફેરા ટળી જાય. એવા અપમાને તો બ્રહ્મજ્ઞાનોની પ્રાપ્તિ થાય! એવી અપકીર્તિ તો જીવનને ઉન્નતિનો માર્ગ બતાવી આપે! એમાં ડરવાનું છે શું?

'આપણે શું? એકલા શું કરી શકીએ? આભ ફાટયું છે ત્યાં થીગડું કયાં દઇએ?' આવી બધી ક્ષુદ્રવૃત્તિઓએ અમને કાયર બનાવી દીધા છે. શૌર્યના ક્ષેત્રમાં ઘૂમતી અમારી દૃષ્ટિને આંધળી કરી નાંખી છે. પણ ભૂતકાળને રડે તે પણ કાયર! હવે તો પ્રેમ, શૌર્ય અને સ્વાધીનતાનાં શસ્ત્રો લઇને જંગ ખેલી જ નાંખવો છે, અધર્મનો વિનાશ કરવો છે.

ધર્મઝંડીને ગગનમાં લહેરાવવી છે. 'ધર્મજય'ના ગગનભેદી ઘોષોની ગર્જના સાંભળતાં જ પ્રાણ મૂકવા છે. સાથ મળે તો સારી વાત છે, નહિ તો અધર્મની સાથે બાથ ભીડીને લડી લેવું છે. કાં તો અધર્મ નહિ, કાં તો હું નહિ.

## કલ્પના કરતા શીખો

[૧૫]

કોઈ વાત કાલ્પનિક કહીએ એટલે કલ્પનાનુ તત્ત્વ જોઈને કોઈ પણ માણસ એને અવગણવા તૈયાર થઈ જાય છે પણ 'કલ્પના' એ તદ્દન કાઢી નાખવા જેવી વાત નથી કેટલીક વાર તો સત્યને પણ પાછુ પાડી દે એટલુ બળ કલ્પનામા હોય છે સત્યને પણ મેળવી આપનાર કલ્પના ક્યા નથી હોતી?

વીતરાગની મૂર્તિમા વીતરાગતાની નરી કલ્પના જ છે કે બીજુ કાઈ? એમા વીતરાગતાનુ દર્શન કલ્પતા ન આવડ્યુ તો કદી પણ વીતરાગી ન બની શકીએ, એ આપણે નથી જાણતા શુ? ગુરુમા ગૌતમની કલ્પના કરીએ તો શિષ્યપણુ સોળે કળાએ ખીલી ઊઠે નહિ? અધારી રાતે રજ્જુના સર્પની કલ્પના જ થાય તોય તે પ્રાણવિયોગ કરાવી દેતી નથી પ્રાણવિયોગનુ કારણ સાચા સર્પનુ

દર્શન છે. છતાં અહીં કાલ્પનિક દર્શને પણ તેવું ને તેવું જ કાર્ય સર્જ્યું ?

એ જ અંધકારમાં અંધારી ગુફામાં ક્યાંક ખૂણે જઈને બેસીએ અને પછી ધ્યાનસ્થ મુદ્રાએ કર્મશત્રુના સૈન્યના આગમાની કલ્પના કરીએ અને પછી તે સર્વનો ચારિત્ર્ય-રાજાના સૈન્યના સાથથી વિનાશ કરતા જઈએ. અનુપમ આનંદ આત્મામાંથી સ્ફુરી રહ્યો હોય અને તેને આપણે માણતા હોઈએ એવી કલ્પના કરીએ તો શું તે કલ્પના આપણા અનંતકર્મનો કચ્ચરઘાણ ન વાળી દે ?

સઘળુંય સત્ય સામે લાવી મૂકવાને માટે જરૂરી પુણ્ય તો આપણી પાસે છે જ નહિ. વિષયોના ભોગે ભોગે એ પુણ્ય પરવારી ચૂક્યું છે, પણ કલ્પનાની સૃષ્ટિનું સર્જન કરવાની પ્રજ્ઞા આપની પાસે જરૂર છે. એ સૃષ્ટિમાં સઘ-ળાંય પરમાર્થ સત્યોને એક પછી એક ખડાં કરી દઈએ તેવી તાકાત આપણામાં અવશ્ય છે. વીતરાગદેવ કાંઈ જ ન કરતા હોય છતાં તેઓ જ આપણું સઘળુંય કરી રહ્યા છે, એ શરણાગતિના ભાવથી નીપજતી કલ્પના આપણા સમસ્ત દુઃખદવને ઠારી દેવા સુસમર્થ જ છે. 'ગુરુદેવની કૃપા જ મારા સર્વરોગનો વિનાશ કરનારી સંજીવની છે.' એ કલ્પના ખરેખર સર્વરોગવિનાશિની બની શકે છે. એટલે કલ્પનામાં જેવું કરીએ તેવું તે તે વિષયોથી ભલે ન થાય પણ કલ્પનાથી અવશ્ય થઈ જાય છે. આપણે આહિત માટે અસત્કલ્પના કરવા મંડી જઈએ તો એક વાર આખુંય મન એ કલ્પનાથી મલિન થઈ જાય. મિત્ર મળતાં

જ એના ઉપર આવેશ આવી જાય વસ્તુસ્થિતિ જાણ્યા વિના કલ્પનાનુ જોર જામે નહિ ત્યા સુધી બધુ જ અવળુ વેતરાય

કલ્પના ઉપર તો આપણો જીવનવ્યવહાર ચાલે છે કોઈ માણસના વિચિત્ર હાવભાવથી તેને માટે વિપરીત અભિપ્રાય કલ્પી લઈએ તો હમેશને માટે તે માણસ તરફથી આપણુ દિલ ઊઠી જાય છે જ્યારે એ વાતનો સ્ફોટ થાય છે ત્યારે જ કલ્પનાનુ ચિત્ર ભૂસાય છે, શુભ કલ્પનાનુ ચિત્ર નવેસરથી આકાર પામે છે

આ ઉપરથી આપણે એ વાત સમજવી જોઈએ કે કલ્પનામા રહેલી પ્રચડ તાકાત કા તો સર્વકર્મનો ક્ષય કરી નાખે કા તો વિપુલ કર્મબધ કરી નાખે વ્યવહારમા, ઊધા પડેલા ગાડાને સીધુ કરી નાખે કે સીધાનેય અવળુ કરી નાખે જેનુ સ્થાન ઊચુ તેની કલ્પના પણ વધુ તદ્દ સ્ત હોવી જોઈએ ગમે તેને માટે ગમે તેવી કલ્પના કરતા પહેલા આપણે સો સો વિચાર કરવા જોઈએ સઘળી તપાસ કર્યા પછી જ કોઈ પણ કાર્ય ઉપરથી કોઈ પણ વ્યક્તિની બાબતમા કલ્પના કરવાનો આપણને અધિકાર છે

અયોગ્ય કલ્પનાઓ કરી નાખવાના કારણે મોટા માણસોના મોટપણ ધૂળમા મળી જાય છે, નાના માણસનુ કલ્પનાનુ વાસ્તવિક ગાડપણ એને યશની કલગીઓ પહેરાવે છે કલ્પનાપદાર્થને આ રીતે સમજી લઈશુ તો તે પદાર્થ સાધનામાર્ગે આપણને અત્યત ઉપયોગી થઈ પડશે

સ્ત્રીના સ્વરૂપમાં ગટરની કલ્પના કરીને, એના હાવ-ભાવના દર્શનમાં કર્મોના ગંજાવર બંધની કલ્પના કરીને, એના હાસ્યમાં સાધનાની ચટણી કરવાની તાકાત કલ્પીને જો એનાથી આપણે દૂર જઈએ, તો સાધનામાર્ગનું સત્યાનાશ સર્જનાર સ્ત્રીનું તત્ત્વ આપણી સમગ્ર સૃષ્ટિમાંથી ઊખડી જાય. અબળાથી કાયર બનતા પુરુષવર્ગમાં આપણો ઇતિહાસ જુદી જ ભાત પાડે. એ જ રીતે આહારના પ્રત્યેક કોળિયામાં બે–ત્રણ કલાકમાં બની જનાર વિષ્ટાની કલ્પના કરીએ તો એની ઉપરનો રસ એકદમ ઓસરી જાય અને સાધના-જગતમાં તોફાન મચાવનાર આહારસંજ્ઞાને સંપૂણ દેશવટો મળી જાય.

કલ્પનાનાં કામણ જોયાં ને? આપણા બે ભંયકર દુશ્મનો ધરાશાયી થયા અને ત્રીજો સેતાન છે માનમર-તબાનો મોટો રતનિયો દાબડો! ભણ્યા વિના તો ચાલે નહિ અને ભણતર યશ પરબાવ્યા વિના રહે નહિ. માનની લીલીછમ હરિયાળી વનરાજીમાં આ જીવન આબાદ ભૂલું પડી જાય. પણ માનના દહાડા કેટલા એની કલ્પના કરીએ તો? માન આપનાર આવતી કાલે જ ઉઘાડે-છોગે આપણું ભંયકર અપમાન કરી બેસવાના, એ કલ્પ-નાનો ઇન્કાર કરી શકાય તેમ છે? માનનું અજીર્ણ થશે, તો કાલે આ કોઠે અપમાન નહિ પચે એ વાત સત્યથી જરાય વેગળી થોડી છે? માન કરતાંય અપમાન પચાવવું વધુ કઠિન છે, એ વાત ધ્યાનમાં નથી! માન તો રાજા-

રાવણનાય ઓસરી ગયા, આપણા ઓસરી જાય તેવી કલ્પ નામા ગાંડપણ કયા છે, તે મને બતાવશો?

કર્મ જોડે માનને કચડતી આવી કલ્પનાઓ એ ત્રીજા નબરનો શેતાન આપણા સાધનાજીવનને ઊની આચ પણ નહિ આવવા દે, અને ત્રણેય બદમાશો જેર થયા તો સાધકનુ જીવન સર્વાંશે નિર્ભય થઈ જાય કલ્પ નાના આછાપાતળા સ્તર ઉપર ઊભા રહીને જો આ રીતે જીવનનુ મેદાન મારી જવાતુ હોય તો શા માટે કલ્પનાનુ ઘડતર ન કરી લેવુ ?

અલબત્ત, કલ્પના એ ઉપચાર છે, વ્યવહાર છે પરમાર્થસત્ય-નિશ્ચય નથી કિન્તુ આપણુ સમગ્ર જીવન વ્યવહારપ્રચુર હોય, કલ્પનાના ઘોડે જ જોડાઈને દોડી રહ્યુ હોય ત્યા ધર્મક્ષેત્રમા કલ્પનાને ઉપચાર કહીને કાઢી નાખવા જેટલુ દુસાહસ કેમ કરાય? એ ઉપચાર છે એનો આપણે નિષેધ ન કરીએ, પણ એ ઉપચારમય જીવન બનાવવાની ઘણી જ આવશ્યકતા છે એ વાતનો પણ ઇન્કાર ન જ કરીએ, ઉપચારને વાસ્તવિકતાની બહાર કહીને કાઢી નાખીશુ તો ઉપચારનુ જીવન જીવ્યા વિના નિશ્ચય પણ સાધી શકાશે નહિ અરે! પરમાર્થ સત્યની ઝાખી પણ થઈ શકશે નહિ

મને લાગે છે કે ધર્મની સન્મુખ કરતી કલ્પનાઓ સૂતા, બેસતા, ઊઠતા આપણે કરતા જ રહેવી પ્રભુ

પાર્શ્વનાથનો જાપ કરતાં ખરેખર નાગેન્દ્ર આપણી રક્ષા કરી રહ્યા છે તેવી કલ્પના કરવી. સરસ્વતીનો જાપ કરતાં, 'એ મા છે' અને આપણે એની પાસે આશિષ માંગી રહ્યા છીએ; અને એ વખતે મા, આશિષ દઈ રહી હોય તેવી કલ્પના કરવી. 'गोयमाइणं महामुणीणं' નો જપ કરતાં સઘળાય મુનિભગવંતો આપણા જીવન ઉપર આશિર્વાદો વરસાવી રહ્યા હોય તેવી કલ્પના અવશ્ય કરવી. એ કલ્પના આપણા જીવનને વિનમ્ર બનાવશે, વિનીત બનાવશે, વિવેકને પ્રાપ્ત કરી આપનારી બનશે. કલ્પનાને કોરી નકામી—અવાસ્તવિક કહીને કોઈ કાઢી નાંખશો મા! કલ્પના તો મા છે. મા તમારું કલ્યાણ કરશે જ કરશે.



## શી વાત કરુ ?

[ ૧૬ ]

શી વાત કરુ ? મુનિધર્મનો વિચાર કરતા આજે કેટલો બધો અધર્મ આચરાઈ રહ્યો છે તે આખ સામે દેખાય છે જગ પણ કાયાને કચડવાનુ પરવડતુ નથી એ જગાય નરમ પડે તે પાલવતુ નથી ડોકટરો ઊભા પગે ખડા છે અને પરિચારકો સેવા માટે સતત જાગ્રત છે એ અનુકૂળતામા આ આત્મદ્રવ્ય વધુ ને વધુ જકડાઇને માદુ પડતુ જાય છે શરીરને પ્રકૃતિજીવી બનાવીને નીરોગી રાખવાની પ્રક્રિયાને ઉપેક્ષી છે 'ધર્મના સાધનની સુરક્ષાનો શુભવિચાર' મારા માટે તદ્દન પોકળ તો નહિ હોય ને ?

જે શરીર અનિત્ય છે, ક્ષણજીવી છે, ગમે ત્યારે એકાએક પ્રાણવિહોણુ બનવાનુ છે, એને ટકાવવા માટે મુનિ વેઠમજૂરી કરશે ? એ મજૂરીમાથી મજૂર કદી ઊચે આવવાનો છે ? તો પછી જીવનભર શરીર–ટકાવની ઝુબેશમા જ ખપી જવાનુ ? વિષ્ટાના ભડારસમુ, અને વિષ્ટામાથી–

ઉત્પન્ન થતું, વિષ્ટાઓને બહાર ફેંકતું અને મિષ્ટાન્નની પણ વિષ્ટા બનાવતું, વિષ્ટાને દેખતું અને રોજ વિષ્ઠાને ચૂંથતું આ શરીર છે. એને ધોવું, સાફ કરવું, શુદ્ધ રાખવું, સાર ચોખ્ખા વસ્ત્રે મઢવું....શું આ બધામાં એકેય મુનિધર્મ હોઈ શકે ખરો? ન હોવાની ખાતરી છતાં અમે એ અધર્મોને સેવીશું?

લગભગ સાત કરોડના રોગોના મંદિરમાં નીરોગિતા મેળવવા કેટલી મથામણ કરવી પડશે? અને મથામણથી નીરોગિતા મળતી હોય તો તો હજુ કદાચ તે મથામણ કરીએ પણ પુણ્ય વિના જ્યાં લોહીનું બિંદુ પણ નસમાંથી આગળ વધવાનું નથી, ત્યાં મથામણ કરીને અમે જીવન બરબાદ કરીએ? શું અમે આત્માના ધર્મોના ભોગે શરીરની સુખાકારી માટે આ જીવન સ્વીકાર્યું છે કે શરીરના ભોગે રિબાતા આત્માને સુખી કરવા? ક્યાં અમારા એ આદર્શ અને ક્યાં આજનું કંગાલિયતભર્યું જીવન! એ કાયાને અનુકૂળતા આપવા માટે બધા પદાર્થોને કચડતી અમારી તદ્દન જંગલી મનોદશા! અને કાયાને ટકાવવા ધર્મનો ભોગ ધરતી અમારી હેવાનિયત! ક્યાં જઈશું? કાયાનો ગુલામ સંસારની માયામાં રાચવાનો! કાયા સાચવવા માદક ભોજનો આરોગવાનો! કાયાને તોષવા ધર્મક્રિયામાં શિથિલ બનવાનો! પરિણામ? રૌરવ નરકો! ઘોર દુઃખો! અસહ્ય યાતનાઓ! એક ભવ સુધી નહિ! લાખો-કરોડો ભવો સુધી! અને છતાંય છુટકારો નહિ!

ધર્મ સાધવા કાયા કંગાળ બની છે માટેસ્તો અમે શાસનસેવક, લેખક, ચિંતક કે ગવેષક બનવાનું પસંદ કર્યું છે ભલે કદાચ બીજા આ બધાને ધર્મપ્રભાવનાના સાધનો સમજે, પણ ખાસ કરીને મારા માટે તો હું સ્પષ્ટ કહીશ કે આ બધાય યોગો મારા જેવા માટે તો સાધુજીવનને પાળવાની અશક્તિને ઢાંકનાર ઢાંકણો જ બન્યા છે એમાથી નર્યો દંભ જ નીતરી રહ્યો છે સાધુતા મૂકી છે પણ કોઈને એ દેખાતી નથી, વેશ રાખીને તેમાં સાધુતાને પાછી પધરાવવાના હોશ નથી, હિંમત નથી, આત્મામા એ જોમ નથી, શરીરમા એ તાકાત નથી, ચિત્તમા એ સત્ત્વ નથી, એટલે સાધુતા ગઈ એનો ખ્યાલ આજની જેમ કદાપિ કોઈને ન આવી જાય તે માટે જ પ્રચારક બનવાનો દાંભિક માર્ગ -અપનાવ્યો છે

બગાડયા અમે બેય લોક! કલંકિત કર્યું અમે અમારું કુળ! ખતમ કરી અમારી ખાનદાની! નાદાન બની, નિષ્ઠુર થઈને કાયાની સુખશીલતા પાછળ પડયા એ એક પાપ, અને એને દબાવવા પ્રચારકનો અચળો ઓઢી લીધો એ અત્યંત ઘોર એવું બીજું પાપ આમ સુખશીલ બનવાથી અટકવાનું પણ કયાં છે? જે માદક ખોરાક ખાય એની ધાતુઓ અવશ્ય ઉત્તેજિત બને જ 'મિષ્ટમાદક ખોરાક લેનાર બ્રહ્મચારી હોય' એ વાત શૂળીને માચડે ચડીને પણ હું સ્વીકારનાર નથી

માદક ભોજનો કાયાને પ્રમાદી બનાવે જ. પ્રમાદી કાયા મનથી તો ઢગલાબંધ પાપ સેવે જ. વાણીમાંય કાલાંતરે તે આવે જ. અને કાયામાં પણ એકાએક આવે. કાયાને સાચવવામાં આત્માના પતનની કેટલી ભારે શક્યતાઓ છે એ એમને હજુ પણ કેમ સમજાતું નથી? કાયાને જ સાચવવા માટેનો નિર્દોષ (!) વિચાર ભયંકર પાતકો કરાવવા સુધી ઢસડી ગયા વિના રહેનાર નથી, એવી મારી દઢ સમજ છે. જ્યારે પણ સ્વતંત્રતા લાધશે, મુક્ત ચાતુર્માસ થશે, વિશિષ્ટ યશકીર્તિ પ્રાપ્ત થતાં જશે ત્યારે કાયા મદમસ્ત બનશે, વિકારવશ બનશે, ચારે બાજુથી મોહનું સૈન્ય ભરડો લેશે. પછી કોઈને મોકલીને પતન કરાવશે અથવા તો કોઈ ભક્તના ભોજને ભીંત ભુલાવશે કે પછી અનિષ્ટ પ્રસંગોમાં કષાયોની આગો ચાંપીને એની ભડભડ બળતી જવાળાઓમાં અમારો ભોગ લઈને જ જંપશે. આ વાતમાં મને જરાય સંદેહ નથી.

માત્ર લખવા ખાતર હું આ ચિતરામણ કરતો નથી, આ છે નક્કર સત્ય. આ છે સચોટ આગાહી.

કોઈ પણ કારણે કાયાને વધુ પ્રમાણમાં જે વશ થાય તેના આત્માનું અધઃપતન થાય. મારી પાસે આટલી સમજ હોવા છતાં હું કાયાને વશ છું. હું એને આઠ–નવ કલાક ઊંઘાડું છું. ત્રણ ત્રણ વાર ખાવાનું આપું છું, મનભાવતું બધું લઉં છું. મને તડકો શત્રુ જેવો લાગે છે, ટાઢ તદ્દન અળખામણી બની છે, ગુરુસેવાથી હું ભાગતો ફરું છું, શિષ્યોને મેં સેવકો જ બનાવ્યા છે.

*

મારી બધી શક્તિ, બધી સામગ્રી કાયાની પાછળ જ ખર્ચાઈ રહી છે હવે એનુ ભાવિ ચિત્ર ? રે ! મારી આખ સામે જ દેખાય છે એ જોતા મને થરથરાટી છૂટે છે ક્યા જઈશ ? કબૂતરોના ભવમા કે જ્યા વાઘ જેવો કોક બિલાડો પીછે પીછા પીખી નાખી એના જડબામા મને આખોય ચાવી જશે !!!

ક્યા જઈશ ? જઈશ પેલા બળદિયાના ભવમા ! ગાડીએ જોતરશે, બગડે, મોઢે ધોકાના માર પડતા જશે અને ગજા ઉપરાંત ભાર ઉપાડવો પડશે ઘોંચપરોણા કરી કરીને પીઠ લોહીથી લાલ થઈ ગયેલી હશે ચોંટી જતુઓ લોહીની મિજલસ ઉડાવશે મારી જાડી ચામડી કોરી જતુઓના ડંખથી ખજવાળ ઉપડશે માર ખાઈ ખાઈને અધમૂઓ થઈશ તોય મારી દયા ખાનાર કોઈ માઇનો લાલ મને જોવાય નહિ મળે !

ક્યા જઈશ ? જઈશ પેલા કુત્તાના ભવમા ! આજે પુણ્યથી ભરપૂર ખાવાનુ મળતા તેને ત્યાગવાની વૃત્તિ થતી નથી એ ગુનાની બધી સજાઓ ત્યા ભટકાશે. ભૂખ્યો સૂકા રોટલાના એક ટુકડા માટે ટળવળતો હોઈશ. નસીબજોગે ક્યાક ટુકડો મળશે તો મારી જાતના બીજા ચાર કૂતરા એની ઉપર તૂટી પડશે મારે ભાગે કદાચ કાંઈ આવ્યુ તો આવ્યુ ! કાંઈ નહિ મળે તો ઉકરડે વિષ્ટા ખાવાનુ પણ હોંશે હોંશે જ, પસંદ કરીશ.

મહામહેનતે કેવળ નકદીર ઉપર નભીને જીવન પસાર કરતો હોઈશ ત્યાં કો'ક દહાડો મ્યુનિસિપલ પાંજરું આવશે. મને તેમાં નાંખીને લઈ જશે, ઝેર આપશે. ભયંકર ત્રાસ અનુભવવા છતાં મારા પ્રાણ એકદમ નહિ જાય. હાથ–પગ ખેંચાશે. તીણી ચીસો નીકળ્યા કરશે. પણ મારા એ કરુણ આર્તનાદને સાંભળનાર કોઈ નહિ મળે. મારી નસે નસ તૂટતી જશે અને અંતે નિશ્ચેષ્ટ થઈને પડીશ. બીજા ખોળિયામાં પ્રવેશીને હજુ પણ ભયંકર સજાઓ ભોગવવા મારા પ્રાણ અહીંથી છૂટીને ચાલ્યા જશે, એક નહિ, સેંકડો અને લાખો ભવો આવા પસાર થશે.

કેમ ? મળેલી, હાથે ચડેલી, આંખે આવીને ચોંટેલી, હૈયે વસેલી, પ્રેમથી અપનાવેલી સાધનાને ઉપેક્ષી, એની અવગણના કરી એને પીઠ બતાવી. એના પરિણામે હાથે કરીને આ બળવાન કાયાને નાજુક બનાવી. જરા જરામાં દવાઓ લઈને એની મૌલિક શક્તિઓને નષ્ટ કરી. દવાઓની શકિતને આધીન જીવન બનાવ્યું. કાયા કરમાતી ચાલી. શકિત આણવા પથ્યપાનો પણ વધતાં ચાલ્યાં. અને પછી તો એના વિના ક્ષણ પણ ન ચાલે એ સ્થિતિનું જાતે જ સર્જન કર્યું.

જે કાયાની છાલ ઊખેડી નાંખીને ખંધકસૂરિજીએ મુક્તિનાં મંગળગાન ગાયાં, એ કાયાથી હું સાતમી નારકોના સાત–સાત–સો ભવોને નોતરું દઈ રહ્યો !

જે કાયા ઉપર સળગતા અંગારા ચાંપીને ગજસુકુમાળજીએ કાળા અંધારનો અંત આણ્યો એ કાયાથી મારો અંધાર ફટકે ને ભૂસકે હું વધારી રહ્યો !

જે કાયાને ઘાણીમા પીલીને બાળમુનિએ પરાક્રમીને પણ લજવે એવું કાર્ય સાધ્યું તે કાયાથી હું પાપ આચરી રહ્યો !

મારા નાથની વફાદારી ગુમાવી મે વિશ્વાસઘાત કર્યો મારા માટેની સમાજની આશાઓ ઉપર મે પાણી ફેરવ્યુ મારી અંતરની ઊર્મિલ વૃત્તિઓને મે મલિન કરીને મારી જાતને છેહ દીધો મારો ભવ મે બગાડ્યો

પણ હજુ આંખો ખૂલી જાય, પગોમા જોમ આવી જાય, હૈયામા હિંમતનો પ્રાણ ગોઠવાઈ જાય તો કાંઈ જ બગડ્યુ નથી માટે મારા જીવનમા જાગેલા સમસ્ત દોષોનો ઝડપી નિકાલ કરવા લાગી જવુ જોઈએ મારા જીવનમા જ્યા ક્યાય ખૂણેખાચરે પણ ધૂળ દેખાતી હોય તો તે ટપ કરતીકને તેને ઉપાડી લેવી જોઈએ અને ક્યાય દૂર ફેંકી દેવી જોઈએ દોષો દેખાવા છતા નભાવી લેવાનુ કદાપિ સન્તવ્ય નથી, કેમ કે એવુ નભાવવામા તો ભવોભવ બગડી જવાના છે

એક જ વાત કાયાની જરાય દયા ન આવી શાસન અને શિષ્યો, સેવા અને ઉપદેશ એ બધાય પછી સૌ

પહેલાં કાયાના મોહપાશમાં લપટાઈ ન જવાય એની ભારે તકેદારીપૂર્વકનું જીવનઘડતર કરવું. જેમનાં જીવનમાં પાયાની આ વાત નથી ત્યાં એમની ઇમારત ડોલી રહેલી હોય છે. કેટલાયની તો વળી ભોંય ભેગી થઈ ગઈ હોય છે.

શાસનની સેવાના નામે, સ્વાધ્યાયના ભગીરથ કાર્યના માટે એ સાધકો સમાજ અને શિષ્યવર્ગને છેતરે છે. એ લોકો સમાજ પાસેથી ભૌતિક ભોગો મેળવે છે. શિષ્યો પાસેથી ઇચ્છિત સેવાઓ મેળવે છે. સમાજ એમનો સેવક બને છે. શિષ્યવર્ગ એમનો વેઠિયો–મજૂર બને છે. બેય દ્વારા ખાવા–પીવાની મોજ માણવાની તેઓ શરૂઆત કરે છે. મેં પહેલાં જ કહ્યું છે કે જેના મોઢે તોબરો નથી એ હળવા પતનનો ભોગ બને છે. માદક વસ્તુઓ સાતેય ધાતુઓમાં પરિણમે. એ ધાતુઓ પણ માદક હોય. ભોજનની માદકતા આંખમાં નાચે. આંખો પર–રૂપો ઉપર નાચે. અંતે અકલ્પ્ય પતનો અકસ્માત થઈ જાય. જેની કદી કલ્પના પણ ન થઈ હોય તેવાં પાપ આંખ સામે ખડાં થઈ જાય.

સાધુતાનો ધર્મ ખરેખર પાળવો હોય તો મુમુક્ષુઓએ અનુકૂળતાના પાશમાં ફસાવું નહિ, ખૂબ સ્વાવલંબી બનવું, જરૂરિયાતો પુષ્કળ ઓછી કરવી. આત્મનિરીક્ષણ સિવાય બીજું કાંઈ પણ ન કરવાનો પ્રારંભની દશામાં નિર્ણય કરી લેવો. સ્વાધ્યાય, મૌન અને એકાંતવાસ સદૈવ સેવવો અને એ બધાયને સફળ બનાવનારી ગુરુની ચરણરજ હંમેશ માથે ધરવી. કાયાની સુંવાળપમાં જરા પણ તણાવું નહિ.

વ્યસનોના પાપથી જરાય ખરડાવુ નહિ પૂર્વ મહર્ષિઓના જીવનોને નજર સામે રાખીને એક કલાકારની જેમ બુદ્ધિનુ ટાકણુ ઉપાડી એના વડે પોતાના જીવનને કોતરવુ. પરમર્ષિને છાજે તેવી એ જીવનમૂર્તિ કોતરી કાઢવી અને વિશ્વની વિદાય લેવી

જીવન જીવવુ તો આવુ જીવવુ આ જીવનમા દુ ખ જ છે, કષ્ટ જ છે, એમ નથી બલકે સ્વેચ્છાએ સ્વીકારેલુ કષ્ટ તો સ્વર્ગથી પણ અધિક સુખદ બને છે અપવર્ગને પણ એ ભુલાવે છે મસ્તજીવનનો પમરાટ આવી સાધનામા જ માણી શકાશે આદર્શજીવન આને જ કહેવાશે ઉન્નત વિકાસ અહી જ શક્ય હશે

મુમુક્ષુઓ, તમે બધા ય આપણા જીવનની આ આછી પાતળી રૂપરેખાને હૃદયમા ઉતારી દેજો શાસનના મહાન સુકાની બનજો પણ પહેલા તમારા જીવનને વહેલી તકે સુરક્ષિત બનાવી દેજો તે સુભટ જ પરાક્રમ દાખવી શકે, જેને રણમા રગદોળાઈ જાય અને માથુ વધેરાઈ જાય તોય તેની પરવા ન હોય

આપણે કર્મસગ્રામ આદર્યો છે કાયાને પપાળ્યા કરીશુ તો વિજયશ્રી શે વરશે ? ઊલટો અસહ્ય પરાજય માથે ઝીકાશે જેના ફળ ભોગવતા ત્રાહિ ત્રાહિ થઈ જશે. અલબત્ત, આપણે આપણા શાસનના ડગમગતા સિંહાસનને સ્થિર કરવુ જ છે વીતરાગદેવના સનાતન સત્યને વિશ્વ સમગ્ર પોકારવુ જ છે પણ તે મહાભારત કાર્ય ખાતર બધી

છૂટછાટો લઈને તો નહિ જ. એ કાર્યસિદ્ધિ તો સત્ત્વશાળીને વરશે. સત્ત્વનું ઊગમ તો ભીષ્મપ્રતિજ્ઞાઓના પાલનમાંથી જ છે એ કેમ ભુલાય ?

પહેલાં આપણી જાત, એ જાતની સુરક્ષા અને પછી શાસનની સુવ્યવસ્થા. આપણે જો શાસનની સુવ્યવસ્થા સાધવી જ છે તો જાતની સુરક્ષા ખાતર કટિબદ્ધ બનવું જ પડે. સુરક્ષા વિના સુવ્યવસ્થા અસંભવિત છે. જીવનમાં ઘર કરી ગયેલા બુદ્ધિના ભ્રમોને આપણે ટાળીએ. કાયાથી કઠોર બનીએ. કઠોર સાધક બનીએ અને પછી પ્યારા શાસન કાજે પ્યારા પ્રાણની આહુતિ આપીએ. ભવોની રિબામણોથી મુક્ત થઈએ.



## શંખેશ્વરતીર્થનો મહિમા

[૧૭]

શ્રી શત્રુંજયની પુણ્યભૂમિના જ આકાશપ્રદેશો અનંતાનંત સિદ્ધ થયા છે તેમ નથી, અન્યત્ર પણ તેટલા સિદ્ધ થયા છે તેમ છતાં શત્રુંજયનો આટલો મહિમા કેમ? એનો ઉત્તર એ છે કે અન્યત્ર સિદ્ધ થયેલા જીવોને વિશેષ સ્વયત્નથી એ સિદ્ધપદની પ્રાપ્તિ થઈ હતી, જ્યારે શ્રી શત્રુંજયમાં તો સ્વયત્ન કરતાં એ ક્ષેત્રનો પ્રભાવ જ વધુ વેગ આપતો હતો. ક્ષેત્રનો ચમત્કાર આ વખતે મારા જીવનમાં મેં પ્રથમ જ વાર મને અહીં શંખેશ્વરજીમાં જોવા મળ્યો.

અહીંના વાતાવરણમાં જ કોણ જાણે એવી કોઈ અચિન્ત્ય તાકાત લાગે છે કે જાણે તેમાં પ્રવેશતા જ ભાવુકહૃદયને તે કોઈ અજબગજબ અનુભવમાં લપેટી લે છે કેમ જાણે કોઈ એને ખેંચતું જ ન હોય! કોઈ પકડી

લેતું ન હોય! અથવા વિશુદ્ધ ભાવો તરફ જ મનને કોઈ ધક્કો જ માર્યા કરતું ન હોય! ચોમેર પથરાયેલા આ વાતાવરણમાં આત્મદૃષ્ટિને સ્વાભાવિક રીતે વિકસાવતાં તત્ત્વો ખીચોખીચ ભર્યાં પડ્યાં છે એમ ચોક્કસ લાગે છે.

એકદમ પકડાય છે આત્મા. એકદમ દોડે છે વિરાગમાં એ મન! એકદમ ઊછળે છે આનંદમાં એ હૈયું! ચિત્તમાં જરા–શો નાનો શુભ વિચાર જન્મ્યો ન જન્મ્યો ત્યાં તો વિરાટ બનીને વેગ પકડી જ લે છે. આ વાતાવરણમાં પ્રવેશ્યા પછી અશુભ વિચારનો કણિયો પણ આ ચિત્તને સ્પર્શી શકતો નથી. જે કોઈ કુટેવ જીવનમાં પડી હોય, તે બધીને બસ, ભગાડી મૂકવાનું જ મન થયા કરે છે અને જેમ જેમ અહીં વધુ ને વધુ રોકાણ થાય તેમ તેમ એ કુટેવો એક પછી એક બહુ ઝડપી ગતિએ ચાલી જતી અનુભવાય છે. રાગ સતાવતો નથી, દ્વેષ કનડતો નથી, મોહ મારતો નથી, બધે જ મૈત્રી, પ્રમોદાદિ ભાવો જ વિકસે છે.

મંદિરનું વાતાવરણ તો વળી એથીય વધુ બળપ્રદ છે. અહીં તો ચુંબકીય તત્ત્વ જ પથરાયેલું છે. ભાવુકલોકને એકદમ પકડી લે છે. પ્રભુની પાસેથી ઊઠવું ગમતું નથી. આંખો ત્યાં જ, દિલ ત્યાં જ, દિલાસો પણ ત્યાં જ મળે છે અને કાન પણ સાક્ષાત્ પ્રભુને સાંભળવા સમુત્સુક બની જાય છે. અનેકાનેક વખત આંખો ચોધાર આંસુએ રડે છે, હૈયું રોમેરોમમાં વસી જાય છે. રોમે રોમે વસેલા

અધાય હૈયે પ્રભુની મંગળ સ્થાપના થઈ જાય છે એ દર્શને રોમાંચ ખડા થઈ જાય છે એ નાથના સ્તવને ચિત્તમાં પ્રશાંતવાહિતા ફરી વળે છે એ દેવાધિદેવના કીર્તને વાસનાઓ મોળી પડી જાય છે મંદિરમાં વાસનાનું જે જોર હોય છે તેનું અડધું જોર પહેલે જ દહાડે મંદિરની બહાર નીકળતાં થઈ જાય છે દિવસો જતા જતાં તો વાસના નષ્ટપ્રાય થતી લાગે છે વાસનાની ભૂમિમાં મોટા ગાબડાં પડે છે, જ્યારે વિરાગના રંગના તો આત્માના પ્રદેશે થેપે થેપા લાગતા જાય છે

વિષયકષાયોનું શમન થતાં જ અનુષ્ઠાન તરફ દૃષ્ટિ પણ ફરવા લાગે છે 'આ નાથનો આજ્ઞાયોગ એ જ મારું જીવન સર્વસ્વ છે' એ જ વિચાર ચિત્તમાં એકદમ વેગથી ઘૂમવા માંડે છે કેમ જાણે હવે શું કરી દઉં? આખુંય જીવન બરબાદ કર્યું કાંઈ નહિ હજુય આ અલબેલો નાથ ભેટ્યો છે તો બધી બાજી સવળી કેમ ન કરી નાખું? આ નાથ મને જે કાંઈ પ્રેરણા આપશે તેને તત્ક્ષણ જીવનમાં ઉતારી દઈશ મારી શક્તિના સઘળાય મશીનો હવે એક સાથે કામે લગાડી દઈશ બધીય ખોટ જોતજોતામાં પૂરી કરી દઈશ શું કહું? માટીના લેપથી લદાયેલું તુંબડું અત્તરના હોજમાં પડ્યું હેઠ તળિયે જઈને બેઠું પણ પછી એ લેપનું એક પડ એની મેળે ઊખડ્યું, બીજું પડ ઊખડ્યું, પછી ત્રીજું પડ પણ ઊખડ્યું જેમ જેમ એ પડ ખસતાં ગયા તેમ તેમ તુંબડું ઉપર

આવતું ગયું અને છેવટે ઠેઠ ઉપર આવી ગયું. પહેલાં તો માટીની ગંધથી એ વાસિત થયેલું હતું અને હવે અત્તરની ખુશબોથી વાસિત થઈ ગયું. એના અણુ–પરમાણુમાં સર્વત્ર સુગંધ ફરી વળી. હવે એ તુંબડું પેલી માટીના મજાના રંગે લલચાય? એની ગંધે ગંધાય? કોણ લાવ્યું આ તુંબડાને ઉપર? જાતે જ આવ્યું? સ્વયત્ને આવ્યું? ના, ના, ભૂલ્યા. એ તાકાત પાણીની. એ વાસના અત્તરની.

જો કર્મોના લેપથી લદાયેલું જીવ-તુંબડું શંખેશ્વરજીના અત્તરના હોજમાં પડેલું છે તો જુઓ પછી શું થાય છે! જવા માંડશે એ કર્મોનાં પડળ! ટળતી જશે એ વાસ-નાની ગંધ! કોઈ પણ યત્ન વિના જ આપોઆપ જાણે કે તમે ઉન્નત સાધનાના પગથારે આવી જશો. પછી તમને વાસનાઓની ગંધ લેવી પણ નહિ ગમે. અત્તરની સુવાસમાં જ તમે ગુમભાન હશો. આખુંય વાસનાગ્રસ્ત વિશ્વ તમને ગાંડું થયેલું લાગશે. તમે તમારા અંતર્મુખભાવમાં સદૈવ ગુલતાન હશો. જ્યારે પણ તમારે વિશેષ પ્રેરણા જોઈએ, વિશિષ્ટ કોટિનું વિશુદ્ધીકરણ જોઈએ ત્યારે સીધા ચાલ્યા જજો એ વાતાવરણમાં, ચોંટી જજો ત્યાં ઓછામાં ઓછા એકવીસ દિવસ. તમારે તો આટલું જ કરવાનું, બાકીનું કામ તો ત્યાંના ગુંજારવ કરતા પવિત્રતમ પરમાણુઓ જ પૂરું કરી આપશે.

આવું વાતાવરણ અહીં જ કેમ બંધાયું હશે? એવો એક પ્રશ્ન સહજ થાય. મને તો એમ લાગે છે કે સમસ્ત

ભારતમાં આ તીર્થની ચમત્કારકથાઓ પ્રસરી ગઈ છે એટલે હજારો ભાવિકો દોડી દોડીને અહીં આવે છે લાખો મંત્ર-જાપ કરે છે અઠ્ઠમાદિ તપશ્ચર્યા પણ કરે છે અને ધર્મ ખાતાઓમાં ઉદાર ફાળો પણ આપી જાય છે

અલબત્ત, મેં કડે એંશીથી નેવું ટકાના ભાવિકોને આ ધર્મની પાછળ ઇહલોકના સુખની આશા જ હોય છે પણ તે એક જુદી બાબત છે એ આશામાંથી તેઓ જે જપ આદિ કરે છે તેમાં પોતાનો પુંડળ ભાવ રેડી દે છે અને તેથી અહીંનું વાતાવરણ એ મનોવર્ગણાના વિશુદ્ધ પુદ્ગલોથી ખીચોખીચ ભરાઈ જાય છે આની સાથે આધિદૈવિક પ્રભાવ આ વાતાવરણને સર્જવામાં કારણરૂપ છે અને તે બધાયથી સવિશેષ કારણરૂપ તો ત્રિભુવનપતિ પાર્શ્વનાથ ભગવંતની અલૌકિક પ્રતિમા જ છે ઠેર ઠેર પૂજાયેલી, વંદાયેલી, સ્તવાયેલી, ગવાયેલી આ જિનપ્રતિમા એટલે કેવળ આષાઢી શ્રાવકના જ ભાવનું મૂર્તસ્વરૂપ ન રહી પણ કરોડો ભાવિકોના ભવ્ય ભાવનું જ એકત્રિત કરેલું એક ઘન બની ગઈ ભાવમયી ભગવદ્પ્રતિમા ભક્તોના ભાવને ખેંચી લાવે, એ ભાવની ભરતી લાવે અને અચિન્ત્ય આનંદની લહાણી કરી આપે એમાં કશીય નવાઈ નથી

અહીં જામેલું પવિત્રતમ વાતાવરણ અત્યંત લાભદાયી બનતું હોય તો તે મોક્ષૈકકામી સાધકોને, નિરાશંસભાવ પૂર્વકની સાધના કરનારને આ વાતાવરણ અતિશય અનુકૂળ બની જાય છે અહીં સાધક પ્રભુજીની પાસે પોક મૂકીને

ખૂબ રડી લે છે. ક્યારેક આવા દેવાધિદેવ મળ્યાના આનંદ બદલ ખૂબ ખૂબ હસી પણ લે છે. હસતો અને રડતો એ સાધક અહીંથી શું શું લઈ જાય છે એ કલમથી લખી શકાય તેવું નથી.

વિષયકષાયની વૃત્તિઓની પીડાનું દુઃખ સર્વાનુભાવ-સિદ્ધ છે. એ કારમા દુઃખને જડએસલાક શમાવી દેનાર આ પુણ્યક્ષેત્ર છે. આ દુઃખનું જ્યાં ઉપશમન હોય ત્યાં અંતરના અમર્યાદ આનંદનો પાતાળકૂવો ફૂટી ગયો હોય. એ આનંદ કેવો હોય એ શી રીતે કહી શકાય? આબરૂનું સુખ જેમ વર્ણનાતીત છે તેવું જ આ આનંદનું છે. જેને એ આનંદ માણવો હોય તેણે નિરાશંસભાવે અહીં આવીને દિવસો સુધી અહીં ચોંટી પડવું એટલું જ કહેવું બસ છે.

થોડા જ સમય પહેલાં મારો ચાર્ટ મારી પ્રગતિ ૩૭ પોઈન્ટની બતાવતો હતો. એમાંથી વધીને ૫૦ પોઈન્ટ થયા. પણ અહીંના મંત્રપૂત મહિમાસંપન્ન વાતાવરણમાં ઝડપાઈ ગયા પછી તો સીત્તેર પોઈન્ટ પ્રગતિ મારો ચાર્ટ બતાવે છે. મારા જેવા સુખશીલ સાધુને પણ આટલી સ્થિતિએ પહોંચાડી દેનાર આ પવિત્ર પરમાણુઓમાં કેટલી વિરાટ તાકાત હશે એ આના ઉપરથી સમજી શકાય તેવું છે.

☆

# જિનાજ્ઞા અને વર્તમાનનો વિસંવાદ

[૧૮]

જરૂર ગમે છે જિનાજ્ઞાપાલન! 'મારે તારૂં વચન પ્રમાણ' બોલવાનુ પણ ખૂબ ગમે છે વારંવાર એ પદ બોલ્યા કરું તોય તૃપ્તિ ન થાય એટલું ગમે છે પણ જિનનુ વચન, જિનની એ આજ્ઞા પાળવાનુ જીવન તો લગભગ અશક્ય થઈ પડ્યું છે વચનને પ્રમાણ કહેનારો વચન (આજ્ઞા)ને કયાં પાળી શકે છે?

આજ્ઞા નથી કાંઈ માત્ર વેષ પહેરવાની, આજ્ઞા નથી માત્ર બે ટાઈમનુ પ્રતિક્રમણ બાવીસ મિનિટમાં કરી લેવાની, આજ્ઞા નથી માત્ર બે ટાઈમ બોલ બોલ્યા વિના, બહુ બોલ બોલ કરતા પ્રતિલેખન કરવાની એટલી જ આજ્ઞા હોત તો ક્યારનો મુક્તિ-નિલયમાં નિવાસ થઈ ચૂક્યો હોત!

આ વિચારના દરિયામાં ઊંડે ડૂબકી મારું છું ત્યારે જાણે આંખે અંધારાં આવે છે, જીવ ગૂંગળાય છે. પેલું

આનંદઘનજીનું વચન યાદ આવી જાય છે. "ચરણ ધરણ નહિ ઠાય."

જિને કહેલી આજ્ઞાનું જ અખંડ પાલન કરવાનું હોય તો મારા જેવા માટે તો આ વિરતિજીવનની ધરતી ઉપર પગ મૂકવાની કોઈ જગા જ નથી. મને આ જીવનમાં ઊભવા માટે કોઈ સ્થાન જ નથી.

સાધનાની ક્ષણક્ષણમાં સાધનાના કણકણનું જતન કરવું એ તો સાચે જ પોલાદના ચણા ચાવવા જેવું જ છે, તલવારની ધાર ઉપર ચાલવા કરતાં ય દુષ્કર છે. આ અનુભૂતિને સ્પર્શીને જ એ અવધૂત આનંદઘનજી બોલી ઊઠ્યા હશે. "ધાર તલવારની સોહિલી, દોહિલી ચૌદમા જિનતણી ચરણસેવા!"

કેટલું કઠોર જીવન! જેની ઉપર અતિ પ્યાર છે એ શરીર ઉપર લગીરે રાગ ન કરાય, એને રાગથી જોવાય નહિ, ગમે તેટલું દુઃખ આવે તો પણ તેને નિવારવા યત્ન કરાય નહિ. રોગ નષ્ટ થાય તેવું ઇચ્છવામાંય પાપ. જે સ્થિતિ, જે સંયોગ ઉપસ્થિત થાય તેને વધાવી જ લેવાનો, ગમે તેટલું કષ્ટ પડે તો પણ....

કપડાં ધોવાય નહિ, ત્યાં ઊજળાં કરવાની તો વાત જ ક્યાં રહી? વસ્ત્રના એક તાણા ઉપર પણ રાગભાવ થાય તો પણ માર્યા ઠાર! કપડાની મેલાશથી મન ખિન્ન થાય તોય આવી બન્યું! કપડું ઝીણું મળે અને મન મલકાઈ પડે

તોય વાગ્યા બાર ! ઝીણું કપડું જરાક કોઈની ભૂલથી ફાટે અને આંખોના ખૂણિયામાં રતુમડો રંગ ઉપસી જાય એટલે બધી મહેનત પાણીમાં ! 'કામળી મનગમની' એ ભાવ જ ભયાનક ગણાય ! એક જ વસ્ત્રની બાબતમાં કેટકેટલા જોખમો ! કેટલી કાળજીની જરૂર ! આવું દરેકે દરેક બાબતમાં છે ખાવામાં ક્યાંય રાગ ન કરાય ગૂમડાને મલમ લગાડવાની જેમ ખાવાનું પણ જરૂર પૂરતું જ તેય ઊણોદરી રાખીને પર્વતિથિએ વળી વિશેષ તપ પણ કરવાનો કારણ કે ભોજન પણ રાગ-દ્વેષ વિના કરવાનું ભોજન લાવવામાંય બેતાલીસ દોષ ટાળવાના નિર્દોષ મળે પણ તેય રાગજનક હોય તો નહિ જ લેવાનું ફળ-શાકભાજી તો બનતા સુધી બિલકુલ લેવાના જ નહિ ભક્તને ઘેર બને તો જવાનું જ નહિ પકવિગઈ તો ત્યાગી જ દેવાની દાળમાં ઝબોળીને રોટલી વપરાય નહિ ક્યાંય સંયોજનાદિ થાય નહિ નિષ્કારણ વપરાય જ નહિ નિત્ય એકાશન તો જઘન્યથી કરવાનું જ સારી રીતે તૃષા લાગ્યા વિના પાણી વપરાય જ નહિ તૃષા પણ શક્ય એટલી સહવાની

ટૂંકમાં, શક્ય એટલો ત્યાગ કરવાનો અને જેનો ત્યાગ અશક્ય હોય ત્યાં તેના રાગનો તો અવશ્યમેવ ત્યાગ કરવાનો

રાગ વિના કોળિયો શે ઊતરે એ જ મારે મન તો કોયડો છે રસગ્રન્થિમાંથી રસ છૂટ્યા વિના વપરાય પણ શી રીતે ? રાગ વિના શું કોળિયો મોંમાં એક બાજુથી બીજી

બાજુ જતો હશે? રાગ વિના રસ છૂટતો હશે? અનંતશઃ વંદન હો એ રાગરસવિજેતા સ્થૂલભદ્રાદિ મહામુનિવર્યોને!

આ જ રીતે બીજી ઘણી બધી પ્રવૃત્તિઓમાં કાળજી રાખવાની છે. પવન માટે બારી ખોલવી તે પાપ, વધુ પવન રોકવા બારી બંધ કરવી તેય પાપ. શીત પવન વાતાં મન અનુમોદન કરે તેય પાપ. ગરમી લાગતાં મન અકળાય તે પણ પાપ. આ બધી વાયુકાયની વિરાધના! આ વિચાર કરનાર આત્મા મન વગેરે ત્રણેય યોગનો વિરાધક! ક્રૂર કર્મનો બંધક! કપડું ફાડતાંય વાયુકાયની વિરાધના, પુસ્તકાદિ મૂકતાંય વાયુકાયની વિરાધના, કપડાં ઊડતાં વાયુની વિરાધના, સૂકવતાં કપડું ઝટકાય તેમાંય વાયુની વિરાધના. ગરમ પ્રવાહી વાપરતાં ફૂંક મરાય તેમાંય તેની વિરાધના, પુષ્કળ પવનમાં વિહાર કરતાં કપડાં ફરફર ઊડે તેમાંય તેની વિરાધના, ઉઘાડે મુખે બોલાય તેમાંય તેની વિરાધના. એટલે કપડાં ઊડવા ન દેવાય, ફૂંક ન મરાય, ઉઘાડે મુખે ન બોલાય, કપડાં ન ઝટકાય, બારી ખોલબંધ ન થાય, એની અનુમોદનાદિ ન થાય વગેરે કેટકેટલી વાતોની કાળજી માત્ર વાયુકાયની જયણા-રક્ષા માટે રાખવાની!

આ જ રીતે ષટ્કાયની રક્ષા કરવાની છે. ષટ્કાયની રક્ષા – અહિંસા એ જ તો સંયમ છે. એની જ ખાતર શેષ મહાવ્રતો છે. સંયમી હોય, તેનો પ્રાણ સંયમધર્મ જ હોય. પરિપૂર્ણ અંશમાં ષટ્કાયની રક્ષા એ જ એનું જીવન હોય. પિસ્તાલીસ આગમો ભણી જનાર ઠંડા

પવનમા કે ઊજળા કપડા વગેરેમા મોહી પડતો હોય તો તે પોથાપંડિત કહેવાય, તેને વાડામા સ્થંડિલ જવામા કે એઠા એંઠા ઉપયોગશૂન્ય પ્રતિક્રમણ કરવામા આનંદ આવતો હોય તો તે શુષ્ક જ્ઞાની કહેવાય, શિષ્યાદિવર્ગને વીસરી જઈ સ્વાદુ ભોજનમા તેનો આત્મા પલોટાતો હોય તો તે કહેવાતો જ્ઞાની દંભી કહેવાય આવશ્યક ક્રિયામા ઉપયોગ જ ન હોય તો તે કઈ જાતના પ્રતિક્રમણ ! કઈ સાધુતા ! ષટ્કાયની રક્ષાની જયણાની પ્રતિપળની સાવધાનીવાળો જ સંયમી છે જ્ઞાની છે, ત્યાગી છે, તપસ્વી છે, ખરો ધ્યાની છે એના વિનાનો તપસ્વી, ધ્યાની, જ્ઞાની દંભી છે આત્મવિડંબક છે દુર્ગતિપથનો મુસાફર છે

ષટ્કાયની રક્ષાના ભાવવાળાની નિદ્રા પણ શ્વાન જેવી હોય પૂંજ્યા વિના પડખુ ફેરવાઈ જાય તો બે ચાર જીવોની કતલ થઈ જાય ! વાયુકાયની વિરાધના થઈ જાય ! મારા પ્રમાદના સુખ ખાતર હુ બીજાના જીવનોની ઘોર ખોદુ ! કદી નહિ બને ! આ વિચાર જ તેને પળપળમા જાગ્રત રાખે તે ભણે, ભણાવે, ખાય, પીએ બધુ કરે—પણ સર્વત્ર એક વિચાર તો જાગતો જ હોય કે "મારા પ્રમાદાદિના પાપે કોઈ પણ જીવને લેશ પણ દુખ ન જ થવુ જોઈએ મહાપરાક્રમી આત્માઓ પ્રથમ વર્ષા થતા જ ઘોર તપશ્ચર્યાનો માર્ગ પકડી લે, છેવટે પહેલી વાર વર્ષાથી ઉત્પન્ન થઈ જતા અંકુરા આદિની

વિરાધનાથી બચવા આહાર નિહાર બંધ કરવા અક્રમનો તપ તો કરી જ લે, છૂટા ઉપવાસો કર્યા વિના તો તે જંપે જ નહિ. મારા સુખ ખાતર અન્યનો ઘાત! કદી ન બને. આ જીવરક્ષાનો વિચાર જેટલો ઉત્કટ રહે તેટલું સંયમ અણિશુદ્ધ બને. રાગાદિથી ખાવાનું તેને ન પોસાય. કેમ કે એ રાગાદિથી ભોજન વગેરે બનાવતાં થયેલી ષટ્જીવ-નિકાયની હત્યાનું અનુમોદન શક્ય બને છે. એને તો એ ઘોર પાતક માને. આવો આત્મા દવાની તો પાસેય ન જુએ. શરીર ઉપરના રાગાદિના કારણે ઔષધ વળી કેવું? ઔષધનો સદ્ભાવ એટલે દેહમમત્વનો સદ્ભાવ! દેહના મમત્વનો સદ્ભાવ એટલે સર્વ દુઃખોનો પ્રાદુર્ભાવ! સર્વ ધર્મસામગ્રીનો અનંતકાળ માટે તિરોભાવ!

જેના હૃદયમાં રમી જાય છે આ વિચાર, તે મહર્ષિ દવાની સામે જોઈ પણ શકતા નથી. ગમે તેવી કર્મજનિત માંદગી આવે છતાં મંત્રાધિરાજના સ્મરણાદિ સિવાય તેમને કશુંય યાદ પણ આવતું નથી.

કેટલું કઠિન છે આવા સાધુધર્મનું પાલન! જ્યાં ક્યાંય પણ નાના કોઈ એકાદ યોગની પણ શક્તિ છતાં ઉપેક્ષા છે, ત્યાં ક્રૂર કર્મોનો અવશ્ય બંધ છે. એક પણ કઠોરતમ યોગ તરફ ઉપેક્ષાભાવથી બંધાતું કર્મ બીજાના સેંકડો શુભયોગોના આસેવનોને પણ નિષ્ફળ બનાવી દે છે. એક પણ યોગની કઠોરતાને, જમાનાને નામે કે સંઘયણની બળહાનિને નામે હસી નાંખવામાં સેંકડો યોગોની નક્કર

સાધનાઓ ઉપર એ મેગાટનના એટમ બોમ્બો ઝીંકાય છે કે બોમ્બવર્ષા સાધનાઓના તમામ જીવન નિષ્ફળ બનાવી દે છે વસ્તુત એ સાધનાઓ જિનાજ્ઞાપાલનરૂપ નથી હોતી, કિન્તુ સ્વમતિકલ્પિત જ હોય છે જિનાજ્ઞાપાલક અશક્યનોય કટ્ટર પક્ષપાતી તો હોય જ અશક્યાનુષ્ઠાનનો આશક હોય જેના જીવનમા એ અનુષ્ઠાનોની સાધના હોય તેને ઝૂકી ઝૂકીને નમતો હોય એમના દર્શને એના દિલના તાર ઝણઝણી ઊઠતા હોય એ જમાનાવાદી ન જ હોય, મિથ્યા સમાધાનો કરીને વાતની પતાવટ ન જ કરે મિથ્યા તોષ, અને મિથ્યાભિમાન તો એના જીવનમા ક્યાય જોવા ન મળે

આવી બધી વાતોનો વિચાર કરતા નિશ્ચિત લાગે છે કે સયમધર્મની આછીપાતળી સ્પર્શના કરવા માટે પણ મારે તો હજી સેકડો ભવો કરવા પડશે

વર્તમાન મુનિજીવનનો વિચાર કરતા તો એમ ચોક્કસ લાગે છે કે આ જીવનની પ્રત્યેક પળ રાગાદિ દોષોથી ખૂબ ખરડાયેલી છે દરેક કહેવાતી આરાધના માન, માયા, વૃદ્ધિ, વિશુદ્ધાનુષ્ઠાન જણાતુ નથી સર્વત્ર શૂન્ય ભાળે છે, વિરાગ-શૂન્યતા દેખાય છે

શુ કરવુ ! કાયરતા કેડો મૂકતી નથી સુખશીલતા પીછો છોડતી નથી. માનપાનની સજ્ઞા અને, ખાવાપીવાના રસો તો આત્માના તમામ પ્રદેશે ઓતપ્રોત થયા છે આજે

થોડીક વધુ બાહ્ય ક્રિયા કે થોડો વધુ તપ કરું છું. છતાં નિશ્ચિતરૂપે એમ લાગે છે કે આ સ્થિતિ કાયમ તો નહિ જ રહે કેમ કે અંતરમાં માનપાન–ખાનપાનનો રાગ કુદાકુદ કરી જ રહ્યો છે.

તો શું સમગ્ર જીવન સુખશીલતાનું ભોગ બનશે? ઉચ્ચતમ આધ્યાત્મિકભાવની મસ્તીનું સ્તર મને સ્પર્શવા નહિ જ મળે ? આ રૂદનમાં જ મારો આત્મા અંધ બની જશે ? અરે ! વાંઝિયું રોદણું પણ થોડું જ શાશ્વત રહે છે? અંતે થાકીને રૂદન પણ અટકશે. અને પછી આત્મા નઠોર, નપાવટ, નફ્ફટ, નિર્લજ્જ બની જશે તો ?

હે ભગવન્! જો આ રીતે જ મારા જીવનનું ભાવિ સર્જાવાનું હોય તો મહેરબાની કર મારી ઉપર, મને મુક્ત કરી દે આ ખોળિયાથી, મૂકી દે મને સીમંધરસ્વામીજીની પાસે, હું ત્યાં તો જરૂર કાંઈક કરી છૂટીશ ! સાચું જ કહું છું કે હવે શું કરવું તે સમજાતું નથી. જે દિશા ગઈ કાલે પ્રકાશમય લાગતી હતી તે આજે ધૂંધળી બની છે. મારા આદર્શોને સિદ્ધ કરવાની તમન્ના ઓસરતી જાય છે. હવે મને એમ લાગે છે કે હું માત્ર વાતો કે વિચારો જ કરી શકું છું. વર્તનથી તો મારે લાખો કરોડો ગાઉનું વેગળું છે.

મને શિષ્યો પર મમતા થાય છે. શિષ્યતુલ્ય માટે પણ સ્નેહ જાગે છે. તેની સાથે તેમના અનિચ્છનીય વર્ત–નથી રોષ પણ થાય છે.

આ સ્થિતિમાં હું પૂર્વોક્ત સંયમની આરાધના કરતો હોઈશ કે ઘોર વિરાધના! સંયમની વિરાધના જ ને? આ સ્થિતિમાં કેવાં કાળાં કર્મના બંધ થતા હશે? એના વિપાકોદય મારી કેવી અવસ્થા કરશે? જોકે, પાપભીરુ તો છું જ પણ દુઃખભીરુ પણ છું. હવે અડીવી એક ભાવ પણ દુર્ગતિનો થાય તો ગડ પડી જાય એટલો ભય લાગે છે, પણ છતાં દુર્ગતિના કારણરૂપ જિનાજ્ઞાથી હું વિરમી શકતો નથી. એનું મૂળ કારણ તો દેહની સુખશીલતા જ છે. એણે જ મને કાયર બનાવીને જિનાજ્ઞાના પાલનથી વેગળો કરી મૂક્યો છે. હવે તો એમ થઈ જાય છે કે મારે તદ્દન અંતર્મુખ થઈ જવું. મને હવે સમય જ ન હોઈ શકે વાતો કરવાનો, ઉપદેશો દેવાનો, પારકી પંચાતોમાં પડવાનો કે છાપાબાજી કરવાનો! સર્વથા સંભવ ન બને તો મારે શક્ય એટલો વધુ દ્રવ્યત્યાગ તો કરી જ દેવો જોઈએ.

વધુમાં વધુ પાપનું આગમન ખાવાપીવાની પ્રવૃત્તિથી જ થાય છે, માટે તેની ઉપર વધુમાં વધુ કાબૂ મૂકી દઉં તો ખૂબખૂબ બચાવ થઈ જાય તેવું છે અને જો મને હંમેશ માટે સુયોગ્ય વડીલની નિશ્રા મળી જાય તો બાહ્ય માનપાનના ભીષણ નગરના મોહ, પાપમાંથી પણ હું સદા માટે ઉગરી જાઉં.

આ બેનંબરી મોટો બચાવ થાય તો મને લાગે છે કે હું પાપોથી નિર્ભય થઈ જઈશ.

બેશક મને લાગે છે કે મારી આ મહત્ત્વાકાંક્ષાને સિદ્ધ કરવા માટે મારે ભારે મનોમંથન કરવું જ પડશે. એ મંથન કરતાં હું પાગલ જેવો બની જાઉં એવી કક્ષા પણ લાવી મૂકવી પડશે.

મારા દેવાધિદેવ, મારા ગુરુદેવની અનુપમ ભક્તિ કરીને એમની અમોઘ કૃપા મારે પ્રાપ્ત કરવી જ પડશે. કેમ કે એના વિના તો એ મંથનબળ પ્રાપ્ત થવું શક્ય જ નથી, સિદ્ધિની તો વાત ક્યાં રહી ?

ટૂંકમાં, મારી પાસે ઘણું વિશિષ્ટ અને વિરાટ કાર્ય છે; તનનું નહિ પણ મુખ્યત્વે મનનું !

આ જવાબદારીનું ભાન મારે રાખવું જ રહ્યું. અન્યથા જેમ વય વધતી જાય તેમ નાની વયમાં વાવેલા તુચ્છ વિચારો અને આચારો મોટા થતા જ જાય, પુષ્ટ બનતા જાય, આત્માને નઠોર બનાવતા જાય. પરિપૂર્ણ સાવધાની વિના કે કોઈ કરુણાસાગરની અખંડ વફાદારી-પૂર્વકની શરણાગતિ વિના આત્મગુણો ખીલે પણ નહિ, તો પુષ્ટ તો થાય જ ક્યાંથી ?

ખેર, વય ઘણી વહી ગઈ છે છતાં ગુરુકૃપાએ મને જગાડ્યો છે. હવે ઊંઘવું નથી. ઝોકું પણ ખાવું નથી. એ એકેકું ઝોકું મારા માટે આરાધનાનાં અંતિમ ડચકાં લેતું ઝોખું જ બની રહેશે. મને તે પરવડે તેમ નથી; ના, જરાય પોસાય તેમ નથી. પરચિંતાથી હવે મુક્ત થવું જ

છે ભક્તિની ભાવના-માત્રથી તોપ મેળવીને સ્વની
અશુદ્ધિઓને સાફ કરવા, સડો દૂર કરવા તમામ યત્નો કરી
છૂટવા છે, અને પૂર્વોક્ત પોલાદી ચણા હિંમતે મોંએ
ચાવી જવાની સિદ્ધિ પ્રાપ્ત કરી લેવી છે. તલવારની એ ધાર
ઉપર કશાય આંચકા વિના દોડી જવું છે.

કરીશ, ખૂબ કરીશ મંથન, મનાવીશ માગ આતમને,
હંફાવીને જગાડીશ એના શૌર્યને! એ તો વનરાજ છે!
સૂતો હોય ત્યાં સુધી જ બધું તોફાન ચાલે. એના જાગ્યા
પછી કોઈની તાકાત નથી કે એની સામેય જુએ!

દેવાધિદેવ! ઓ ગુરુદેવ! આશિષ વરસાવો આ
તુચ્છ દાસાનુદાસ પર! એને આપના જેવા બનવાની
આરાધના કરવી છે. જિનાજ્ઞાનું અખંડ પાલન કરવું છે.
આપની આશિષ જ એ કાર્યને પાર પમાડી શકશે. એના
વિના તો એ કાર્યના વિરાટ સાગરમાં બાચકિયાં જ
મારવાના રહે, હવામાં બાચકા ભરવા જેવું થાય.

આપના અંતરની એક જ આશિષ માટે માગ છે.

સેવક માગે છે, સર્વ વાસનાઓનો વિનાશ!

એ શક્ય છે માત્ર આપની કૃપાદૃષ્ટિથી! પંડિતોથી,
પોથી-વચનોથી કે કોઈ પ્રોફેસરોના સાન્નિધ્યથી કદાપિ
નહિ!

## બિન્દુ અને સિન્ધુ

[ ૧૯ ]

બિન્દુ સમું છે વ્યક્તિ—વ્યક્તિનું જીવન, વિરાટ સાગરમાં એ ન ભળે, અહંકાર એને અળગું-અતડું રાખે. વ્યક્તિત્વને વિકસાવનારની ભાવના એના સાગરથી એને અલિપ્ત રખાવે, પોતે જ બધોય બોજ ઉઠાવી શકવા સમર્થ છે એવો મિથ્યા ઘમંડ સાથે ઉઠાવીને ફરે. અને...

ક્યાંક એવો અધિકાર બહારનો બોજ એ ઉઠાવી લે તો? અવશ્યમેવ એનો વિનાશ થાય. વ્યક્તિત્વનો વિકાસ ક્યાં ગયો? ભારે બોજ ઉઠાવીને કાંઈક કરી છૂટવાની તમન્ના ક્યાં તતડી ગઈ? ભાવના ભલે ને એ બિંદુમાં સાગર જેટલી હોય પણ તેટલા માત્રથી સિદ્ધિ શે વરે? ભાવનાના જે સાગરમાં અહંકારનો વડવાનળ ઉત્તરોત્તર ઉગ્ર સ્વરૂપ ધારણ કરી રહ્યો છે, એ નાનકડા સાગરનું જીવિત કેટલું ?

બિન્દુની ભાવનામાં કશુંય ન હોત તો ચાલી જાત પણ એનામાં અહંકારનો જે અગ્નિકણ પડી ગયો છે એણે જ એને સાગરમાં મળવાની વાત નકારી નાખી છે. ભલે બિંદુ સાગરમાં ન ભળ્યું પણ હવે એ નિશ્ચિત વાત છે કે એ પોતાની ઉપર ભારે બોજ ઉઠાવી લે ત્યારે જ વિનાશ પામે તેમ નહિ, કિન્તુ ગમે તે પળે અંતરમાં સળગતી એ અહંની ચિનગારી જ મહાનલ બની જઈને એને જલાવી દેશે. એના અસ્તિત્વને ગ્રેહટકે કરી દેશે. કદાચ એમ નહિ થાય તોય પ્રચંડ સૂર્યનાં સહસ્રાવધિ કિરણો એની ઉપર તૂટી પડીને એની કાયાને કણકણમાં વેરી નાખશે અને વાયુમંડળમાં વિખેરી નાખશે.

બિચારું બિંદુ! નાનકડી એની કાયાથી સ્વતંત્ર રીતે એ ટકી શકે? છે કોઈ ઉપાય એના જીવનને અવિનાશી બનાવી દેવાનો?

જરૂર, જો સાગરમાં ભળી જાય એ બિંદુ તો તાકાત નથી કોઈ દુશ્મનની પણ કે એને જનાય નનાવી શકે એના જીવન સાથે ચેડા કરી શકે. શરતમાત્ર એટલી જ છે કે બિંદુએ પોતાનો 'અહં' ઓગાળી દઈ, લઘુતમ બની જઈ વિરાટસાગરના શરણે ચાલ્યા જવું જોઈએ.

બિન્દુસમું છે વ્યક્તિનું જીવન! વ્યક્તિ સ્વયં વિમલ સાધવા ઇચ્છે, વિશિષ્ટ કોટિના પરાર્થ કરવાનો ભારેખમ બોજ વહેવા ઇચ્છે પણ એનામાં અહંના જહનો

એ અગ્નિકણ એને સાગરમાં ભળવા ન દે તો વ્યક્તિની શી તાકાત હતી કે પરાર્થનો બોજ એ વહી શકે? અરે! સાગરમાં ન ભળતું એ વ્યક્તિનું જીવનબિંદુ પોતાના જીવનનું અસ્તિત્વ જ ભયમાં મૂકી દે; મોતના મુખમાં ધકેલાઈ જાય. ત્યાં વળી પરાર્થના હજારો ટન પોલાદી બોજને સફળતાપૂર્વક ઉઠાવવાની વાત જ ક્યાં રહી?

બિન્દુને જીવવું હોય, અવિનાશી બનવું હોય, પરાર્થના ભારેખમ બોજ પણ ઉઠાવવા હોય તો એણે એ સાગરના શરણે જવું જ રહ્યું. સાગરસમા છે પંચ પરમેષ્ઠી-ભગવંતો! અનંતાનંત અરિહંત–પરમાત્માઓ, અનંતાનંત સિદ્ધભગવંતો, અનંતાનંત આચાર્યાદિભગવંતોનો આ વિરાટ સાગર! આમની પાસે તો સ્વયંભૂરમણ પણ વામણો લાગે!

આ વિરાટ સાગરને શરણે જો એ બિંદુ જાય, એ શરણ્યનું જો શરણું સ્વીકારે, પોતાની અહંતાગ્રન્થિને જો તોડીફોડી નાંખે તો શરણાગત અવિનાશી બને; સૂર્યના પ્રચંડ તાપ એને કાંઈ જ ન કરી શકે; કોઈ એને ગરમ પણ ન કરી શકે.

જે બિંદુ સ્વતંત્ર હતું ત્યારે રૂના એક પૂમડાથી કચડાઈ જવાય તેટલી દુર્બળતાવાળું હતું, હવે તે જ બિંદુ સાગરના શરણે જાય છે તો તેની પર હજારો ટનના વજનવાળી સ્ટીમરો દોડાદોડી કરે છે છતાં એના શરીરને લગીરે ઘા લાગતો નથી; એ ઘવાતું નથી; કચડાતું નથી.

સાધકમાત્ર વ્યક્તિગત રીતે બિન્દુસ્વરૂપ છે સાધનાથી ઉત્પન્ન થતા બળનો એ એકમાત્ર માલિક નથી એ બળ ઉપર તો વિશ્વમાત્રની માલિકી છે, એટલે ઉત્પન્ન થતા બળને પોતાની અંગત મૂડી તરીકે તે સાચવી રાખે તે ઉચિત નથી વિશ્વની માલિકીનું બળ વિશ્વને જ સોંપવું રહ્યું વિશ્વને જ એનો લાભ આપવો રહ્યો

સાચો સાધક તો બળની સિદ્ધિ પ્રાપ્ત થતા જ સહજ રીતે વિનિયોગની (પરાર્થકરણની) સાધના આરંભી દે છે; એના વિના એ રહી શકતો નથી વિનિયોગ વિના એ જપીને બેસી શકતો નથી છતા કૃત્રિમતાનું ત્યા નામ પણ ન જ હોય પરંતુ એ પ્રાથમિક કક્ષાનો આરાધક છે હજી સ્વમુખી સાધનાના પણ જ્યાં ઠેકાણા નથી ત્યા વિનિયોગની ભારેખમ આરાધના ઉપાડવા એ લલચાઈ જાય તો તેનું શું થાય? જ્યા ઇચ્છાપૂર્વક કાંઈ થાય છે ત્યા સાહજિકતા છે એક અપેક્ષાએ તો કાર્ય કરવાની ઇચ્છા જ કાર્યનો અનધિકાર સુચિત કરે છે કાર્ય પ્રત્યેની નિરીહતા જ કાર્યાધિકારની પરિપૂર્ણ યોગ્યતા સુચિત કરે છે

સ્વમુખી સિદ્ધિ વિનાની વિનિયોગ કરવાની ઇચ્છા ઠેમેરા કૃત્રિમ હોય છે એ અનધિકાર ચેષ્ટા પ્રાય એ આત્માની સ્વમુખી આરાધનાની પ્રાથમિક કક્ષાને પણ વેરવિખેર કરી નાખે છે, એટલે વ્યક્તિને પોતાના બિન્દુમા દેહ ઉપર વિનિયોગનો પોલાદી બોજ કદી ઉઠાવવો ન જોઈએ; એનુ તો કાર્ય છે એક જ માત્ર, પ્રધાનમાત્ર

કેટલીક પ્રવૃત્તિઓ ચાલી પડી છે. એક દોડ્યો બહાર એટલે બીજો પણ નવો મુમુક્ષુ દોડે બહાર, ત્રીજોય એને પગલે પગલું દાબે. કોઈને વિચારવું પણ નથી કે આ બહિર્મુખતામાં શાસનની પ્રભાવનાને બદલે એની ઘોર ખોદાઈ રહી છે. એક કૂતરું ભસે એટલે શેરીનાં બધાંય કૂતરાં ભસે એના જેવી ગતાનુગતિક પ્રવૃત્તિ આજે મોટા પ્રમાણમાં ચાલી પડી છે.

આ સ્થિતિમાં શરીરના સોજા જેવી પરમાત્મશાસનની પુષ્ટિને જોઈને સહુ રાજીના રેડ થાય છે. રે! પણ કોઈ જોતાં નથી કે આ તો દર્દજનિત સોજો છે. નાયલોનની સાડી પહેરવાથી સ્ત્રીના પેટનું કેન્સર મટી જાય ખરું? એ બાહ્યાડંબર કેટલી ક્ષણ જીવતો રહેશે?

નક્કર શાસનપ્રભાવના કરવી હોય, સાચે જ વિનિયોગ સાધવો હોય તો શરણ્યના શરણે જઈએ, એમને આપણું સર્વસ્વ માનીએ. આત્મવિલોપન કરી દઈએ પછી જ આપણી અષ્ટપ્રવચનમાતાના જઘન્ય જ્ઞાનની સક્રિય સાધના, એકાશનાદિનું નિત્યાનુષ્ઠાન, ઉપવાસાદિ નૈમિત્તિકાનુષ્ઠાન, આવશ્યકાદિ ક્રિયા, ચક્રવાલ સમાચારી વગેરે સફળતા આપી શકે.

કૃત્રિમ વિનિયોગોની પત્તાની ઇમારત નીચે જેમ શરણાગતિના ભાવનો પાયો હોઈ શકતો નથી તેમ ઇમારતના અલંકારરૂપ ઉપર્યુક્ત ક્રિયાઓની શુદ્ધિ પણ જોવા મળી શકતી નથી. એ આત્માઓ પોતાના જીવનમાં, નિત્યાનુષ્ઠાનમાં

ખૂબ જ અન્તોવ્યસ્ત હોય છે એમને મન એ બધી ક્રિયા તુચ્છ હોય છે એમા કોઈ વિકાસ થાય તેવુ તેઓ પણ માની શકતા નથી

અરે ! જે ધન્ય ક્રિયાઓ અનતકાળની કાળમી ભાવદરિદ્રતાને જડમૂળથી ઊખેડી નાખવા ધગગ સમર્થ છે, મોહના સસ્કારોના વજ્રશા પડી ગયેલા અનુબધોને એક જ તડાકે તોડી નાખવાનુ જેનામા અજોડ સામર્થ્ય છે તે ક્રિયાને તુચ્છ માનનારા જ કેટલા બધા તુચ્છ હશે? જુઓ, પરમેષ્ઠીભગવતોના શરણે ન ગયેલાની માનસભૂમિકા ! જુઓ તેમના ક્રિયાકાડ ! જુઓ તેમની રીતભાતો ! ક્યા લઈ જાય આ કાચા રસાયણ જેવી ક્રિયા કુપથ્ય કરતા દર્દીઓને ! ક્યા ક્યા જઈને પટકાઈ પટકાઈને ભુક્કા બોલાશે એમના ? કયી કયી ક્રૂરાતિક્રૂર દશા પામવાની એમના માટે હજી બાકી હશે ?

ક્રિયાઓમા, ભક્તિ આદિમા આવી જાતની તુચ્છતા લાવનાર છે શરણાગતિના ભાવનો વિરહ !

સતત આપણે શરણાગતિના એ ભાવને પ્રાપ્ત કરીએ એ પરમેષ્ઠીઓના શરણે જ રહીએ જો વારવાર એમને મનથી અને મસ્તકથી ઝૂકતા રહીને એમના શરણાગત તરીકે આપણી યાદ કરતા રહીએ તો અવશ્યમેવ નાનામા નાની દેખાતી ક્રિયામા અપ્રમત્તતા આવશે એના અપૂર્વ બળના દર્શન થશે એકેકી ક્રિયા ભારે ભદ્ર

તેમ થશે તો જ કારમા સંસારની ભીડ ભાંગી શકીશું. મેળવેલું સાધુજીવન મેળવી જાણીને મરીશું.

તેમ થશે તો જ અરિહંત એવું ચાર અક્ષરનું નામ આપણા અનંતભવોનું પરિભ્રમણ કાપવા શક્તિમાન બનશે.

શરણે જઈએ સાગરને....

બિન્દુ મટીને સિન્ધુ બનવા....



## નિશ્ચય–વ્યવહાર

[ ૨૦ ]

શ્રીજિનશાસન એ સર્વજ્ઞનું શાસન છે એ વાતની પ્રતીતિ તો મુક્તિમાર્ગની આરાધનાના સુવ્યવસ્થિત નિરૂપણોને સારી રીતે મથીએ ત્યારે થયા વિના રહેતી જ નથી એનો સુસૂક્ષ્મ કર્મસિદ્ધાન્ત, એનો સ્યાદ્વાદ, એની લોકવ્યવસ્થા, એના નયનિક્ષેપ અને એનું બહિરાત્મા, અન્તરાત્મા પરમાત્માનું સચોટ સ્વરૂપદર્શન એટલું બધું યુક્તિ યુક્ત, એટલું બધું હૃદયગમ અને એવું તો અકાટ્ય લાગે છે કે એ વખતે અંતર ગદગદ થઈને ઝૂકી પડે છે, એ ત્રિકાળદર્શી જિનેશ્વરભગવંતોને!

એવી જ એક બહુ મહત્ત્વની વાત કે જેને બુદ્ધિમાત્ કર્યા વિના આધ્યાત્મિક વિકાસ પ્રાપ્ત થઈ શકે જ નહિ, કે જેને ગુરુગમથી સમજ્યા વિના પતનોની અનંત પરંપરામાં કે કોઈ જવા સિવાય બીજું કશું જ જોવા પણ ન

મળે, એ નિશ્ચય વ્યવહારની યોજના જિનદર્શનની એક ભારેમાં ભારે વિશેષતા છે.

સ્થૂલદૃષ્ટિ જીવને એમાં અનેક ગૂંચાનાં જાળાં દેખાય છે, સૂક્ષ્મદ્રષ્ટા તો એ જાળાંઓના તંતતંતમાં અદ્‌ભુત ગૂંથણીનું દર્શન કરી આનંદ્‌ઘેલો બની જાય છે. સાચે જ નિશ્ચયવ્યવહારની ગૂંચાના જાળામાં અનંત આત્માઓ ફસાયા, અનંત સંસારની ભેંકાર ખીણમાં પટકાયા! ગુરુગમ વિના એ ગૂંચ ઊકલતી નથી. સ્વયં ઊકેલવા જનાર એમાં વધુ ને વધુ ફસાતો જ રહે છે. આજે આપણે એ નિશ્ચય-વ્યવહાર ઉપર જ કાંઈક વિચારવું છે.

નિશ્ચયદૃષ્ટિ એ વસ્તુમાત્રનું વાસ્તવ સ્વરૂપદર્શન છે, જ્યારે વ્યવહારદૃષ્ટિ એ વસ્તુરૂપનો સાક્ષાત્કાર કરવા માટેનું જરૂરી (વ્યવહારું) સાધન છે.

નિશ્ચયદૃષ્ટિથી આત્મા શુદ્ધ, બુદ્ધ અને મુક્ત છે, સચ્ચિદાનંદસ્વરૂપ છે પરંતુ વ્યવહારદૃષ્ટિથી એ અશુદ્ધ, અબુદ્ધ, કર્મથી બદ્ધ છે. બેય દૃષ્ટિ સાચી છે, અને બેય દૃષ્ટિ ખોટી પણ છે.

પોતપોતાના સ્થાને પોતે સાચા, બીજાના સ્થાને પોતે ખોટા છે. નિશ્ચયદૃષ્ટિથી વ્યવહારદૃષ્ટિ મિથ્યા છે, વ્યવહારદૃષ્ટિથી નિશ્ચયદૃષ્ટિ પણ એટલી જ મિથ્યા છે.

પર્વતની ટોચે ઊભેલાને તળેટીના માણસો વહેંતિયા જેવડા લાગે છે અને તળેટીએ ઊભેલા માણસને તે જ માણસો સાડા ત્રણ ફૂટના લાંબા લાગે છે. બેમાં કોણ

ખોટુ ? કોણ સાચુ ? તમારે કહેવુ જ પડશે કે અમુક દૃષ્ટિએ બેય ખોટા છે, અમુક દૃષ્ટિએ બેય સાચા છે

નિશ્ચયદૃષ્ટિ પોતાના સ્થાને જેટલી બળવાન છે, જેટલી સાચી છે એટલી જ બળવાન અને એટલી જ સાચી વ્યવહારદૃષ્ટિ છે તમે મગર અને હાથીની વાત સાભળી હશે સ્થળ ઉપર રહેલા હાથીએ પોતાનો પગ પાણીમા મૂક્યો મગરે તે પકડી લીધો હાથી વિચાર કરે છે, 'સ્થળમા હુ બળવાન' મગર વિચારે છે, 'જળમા હુ એકલો બળવાન' સ્થળમા બળવાન હાથી જળમા તદ્દન દુર્બળ છે, જળમા બળવાન મગર સ્થળમા એટલો જ દુર્બળ છે, આ બેય બળવાન છે, બેય દુર્બળ છે ટૂકમા કહેવાનો આશય એ છે કે આપણે નિશ્ચયને સત્યનુ સ્વરૂપ કહીએ છીએ અને આરોપાત્મક કહીને વ્યવહારને અસત્ય સ્વરૂપ માનવા પ્રેરાઈએ છીએ આપણી આત્મહત્યા માટેની આ ભયાનક ભ્રમજાળ છે બેશક નિશ્ચયના ચશ્માથી વ્યવહાર એ અસત્ય છે પણ એ વાત કેમ ભૂલી જવાય છે કે વ્યવહારના ચશ્માથી નિશ્ચય પણ એટલો જ અસત્ય છે

જો જીવ બધા સમાન છે એ નિશ્ચયદૃષ્ટિનુ સત્ય જ સત્ય હોય તો પછી એક શ્રીમત છે, બીજો ભિખારી છે એવો વ્યવહાર પરિપૂર્ણ સત્ય તરીકે કેમ અપનાવાયો છે ? એક પુત્ર પોતાના જન્મદાતા બે જીવાત્માને માતા-પિતાના સ્થાને કેમ બેસાડે છે અને પોતાના જીવાત્માને

એમના પુત્ર તરીકેના સ્થાને કેમ બેસાડે છે? જો જીવ બધા સમાન જ હોય તો માતાપિતા કોણ? પુત્ર કોણ? ગુરુશિષ્ય કોણ? આ બધો વ્યવહાર છે. એને અસત્ય કહો તો એને પરિપૂર્ણ સત્ય તરીકે જ જીવનમાં કેમ પચાવવામાં આવ્યો છે? આ જ વાત સાબિત કરે છે કે વ્યવહારના સ્થાનમાં તો વ્યવહાર જેવું કાંઈ સત્ય જ નથી, નિશ્ચય પણ ત્યાં અસત્ય જ છે.

સિદ્ધાવસ્થામાં જીવ બધા સમાન છે. રે! મૃત્યુ બાદ બધાય ગરીબ–તવંગરોના દેહ રાખની ઢગલી બનીને સમાન બની જાય છે. એ જીવની સત્ય, શિવ અને સુંદર કથા છે, છતાં એ હકીકતને જીવતા માણસોમાં કોણે સ્વીકારી છે? એવી હકીકતને જીવનદશામાં અસત્ય કોણ નથી કહેતું?

તો અહીં હવે વ્યવહારદષ્ટિને અસત્ય–ઉપચારસ્વરૂપ મિથ્યા કહીને કદાપિ કેમ તરછોડી શકાય? જ્યાં સુધી આપણે વ્યવહારમાં છીએ ત્યાં સુધી વ્યવહારદષ્ટિને જ સંપૂર્ણ સત્ય તરીકે સ્વીકારવી રહી. ત્યાં નિશ્ચયદષ્ટિ ભલે લક્ષમાં રહ્યા કરે પરંતુ વ્યવહારદષ્ટિને જ મનથી અને જીવનથી વધુમાં વધુ પ્રાધાન્ય આપવું પડશે. વ્યવહાર-નયમાં પારંગત બન્યા વિના નિશ્ચયની વાતો કરનારા તળાવ તરી જવામાં અસમર્થ હોવા છતાં સમુદ્રને તરવાની વાતો કરનારા છે. વ્યવહારદષ્ટિમાં નિષ્ણાત બનવું હોય તો એક વાર તો નિશ્ચયદષ્ટિને પણ ભૂલી જવી પડશે એમ કહીએ તો અપેક્ષાએ ખોટું નહિ ગણાય.

ભલે નિશ્ચયદૃષ્ટિ મુખ્ય હોય કેમ કે એના વિના પરિપૂર્ણ આત્મદશાની શુદ્ધિ શક્ય જ નથી પરંતુ સાથે એ વાત પણ સમજી જ લો કે નિશ્ચયદૃષ્ટિ મુખ્ય હોવા છતા વ્યવહારદૃષ્ટિ જ પ્રથમ છે 'મુખ્ય' એક જુદી બાબત છે, 'પ્રથમ' એ એક જુદી બાબત છે જે મુખ્ય હોય તે પ્રથમ ન પણ હોય અને જે પ્રથમ છે તે મુખ્ય ન પણ હોઈ શકે

ભૂખ્યા માણસને તૃપ્તિ મેળવવી છે, તેને માટે ભોજન જ મુખ્ય છે, છતા ભૂખ્યો પતિ જ્યારે પત્ની પાસે ભોજનની માગણી કરે છે, ત્યારે પત્ની કોલસા હાથમા લે છે, અને સળગાવે છે! શુ કોલસાથી તૃપ્તિ થવાની છે? છતા કોલસા કેમ હાથમા લીધા? ભોજન મુખ્ય છતા કોલસા જ પ્રથમ છે માટે જ ને! તૃપ્તિ માટે ભોજનનુ જ મહત્ત્વ છે, કોલસાનુ નહિ, છતા કોલસા જેમ પ્રથમ છે, તેમ નિશ્ચયદૃષ્ટિ મુખ્ય હોવા છતા વ્યવહારદૃષ્ટિ જ મુખ્ય છે

કોલસા ભસ્મસાત થાય તો ભોજન પ્રાપ્ત થાય વ્યવહારદૃષ્ટિ આત્મસાત્ થાય તો જ નિશ્ચય પ્રાપ્ત થાય નિશ્ચય વ્યવહારદૃષ્ટિ વચ્ચેની આ જે સૂક્ષ્મ લક્ષ્મણરેખા છે, તેને ખૂબ જ સારી રીતે લક્ષમા લાવ્યા વિના કોઈ પણ આત્મા આધ્યાત્મિક વિકાસક્રમના સોપાને સફળતાપૂર્વકનુ આરોહણ કદાપિ કરી શકશે નથી

હજી એક દૃષ્ટાન્ત આપુ એક દરદી છે આનર । તદ્દન દુર્બળ થઈ ગયા છે શરીર તદ્દન ફીકુ પડી ગયુ છે હવે એને શરીરમા લોહીના ભરાવાની જરૂર છે તમે જ કહો,

લોહી માટે શું જોઇએ? દૂધ–ઘી કે ઘઉં જેવો પૌષ્ટિક ખોરાક જ કહેશો ને? કે મગ અને રાબનાં પાણી? વૈદ્ય પોતે જાણે છે કે દૂધ–ઘી કે ઘઉંના ઉચિત સેવન વિના શરીરમાં બળ ઉત્પન્ન થઈ શકે નહિ, છતાં એ વૈદ્ય દૂધ–ઘીનું સેવન તેને ન કરાવતાં મગનાં પાણી જ પાય છે; એ વખતે અપેક્ષાએ જે સત્ય વિધાન છે કે દૂધ–ઘીથી બળ વધે તેને જ પેલો દરદી અપનાવી લે અને દૂધ–ઘી ખાવા લાગી પડે તો બળ મળે કે રહ્યુંસહ્યું પણ બળ જાય? દરદીને એ અવસ્થામાં એ વિધાન જેવું અસત્ય બીજું કોઈ વિધાન નથી એમ જ ઠસાવવું જોઇએ. અને મગનું પાણી જ તુષ્ટિ-પુષ્ટિ કરનારું છે એ જ સત્ય છે શ વાત જણાવવામાં જ દરદીનું શ્રેય છે એમ કોણ નહિ કહે?

વ્યવહારદષ્ટિ મગનાં પાણીના સ્થાને છે જ્યારે નિશ્ચય-દષ્ટિ દૂધ–ઘીના કટોરાના સ્થાને છે. નિશ્ચયદષ્ટિના એ કટોરા પચાવવાની બુદ્ધિના આંતરડામાં જેને શક્તિ જ નથી, એની સામે કટોરા ધરનારો એનો હિતૈષી નથી, કિન્તુ મહા-વૈરી છે એમ કહેવું જ પડે. સાચો હિતૈષી તે જ છે જે તેવા દરદીને વ્યવહારદષ્ટિના મગનાં પાણી પાઇને આંતરડામાં દૂધ–ઘી પચાવવાનું બળ ઉત્પન્ન કરે છે. હા, વૈદ્યના લક્ષમાં એ વાત અવશ્યમેવ સદા રમતી રહેવી જોઇએ કે મારે આ દરદીને દૂધ–ઘીના કટોરા જ પીતો કરી દેવો છે પણ કુશળ વૈદ્ય દરદીની પાસે તો મગના પાણીનાં જ પેટ ભરીને ગુણગાન ગાવાનો અને દૂધ–ઘી ખાવાની તો ના જ

કહેવાના જ્યારે પેલો દર્દી મગના પાણી સારી રીતે પચાવી લેવાની તાકાત મેળવી લે છે ત્યારે જ એની નજર દૂધ ઘીના કટોરા તરફ લઈ જવામા આવે છે અને પછી ધીમે ધીમે એનુ સેવન પણ ચાલુ કરવામા આવે છે

આ જ પ્રક્રિયા વ્યવહારની દૃષ્ટિમા છે આધ્યાત્મિક બળ પ્રાપ્ત કરવા માટે નિશ્ચયને ભૂલીને વ્યવહારને જ પરિપૂર્ણ સત્ય માનીને તેમા જ પારગત બનવુ જોઈએ ત્યાર પછી જ શુદ્ધ નિશ્ચયનો આશ્રય લઈ શકાય એટલે જો તમે અશુભ વ્યવહારથી જીવન જીવો છો તો તમારે શુભ વ્યવહારને જ જીવનમા, મનમા અને તનમા સર્વત્ર ગટગટાવવો જોઈએ, તેને જ પચાવવો જોઈએ, તેમા જ નિષ્ણાત બની જવુ જોઈએ ત્યાર પછી જ તમે નિશ્ચયની વાતો કરી શકો, નિશ્ચયને જીવનમા ઉતારી શકો

વ્યવહારમા જીવતો આત્મા પોતાના જીવનમા નિશ્ચયનુ અનુચિત મિશ્રણ કરે તો ઉભયભ્રષ્ટ થાય એનો શતમુખ વિનિપાત જ થાય

નિશ્ચયદૃષ્ટિ અને વ્યાવહારિક દૃષ્ટિનો સકર (મિશ્રણ) થાય છે ત્યારે તેનો યથાર્થ બોધ થઈ શકતો નથી તાત્પર્ય એ છે કે આપણે સામાન્ય જે દૃષ્ટિનુ જીવન જીવતા હોઈએ તે જ દૃષ્ટિનો વિચાર, વિશેષ પ્રધાન બનાવી દેવો જોઈએ એ વખતે એમા ભિન્ન દૃષ્ટિનુ સાકર્ય કરી દઈએ તો તે ન ચાલે

અહીં ઇતર દાર્શનિકોની દૃષ્ટિએ પણ આવા સાકર્યમા કેવો દૃષ્ટિપાત મચે છે તે વાત સમજાવવા પ્રયત્ન કરીશ-

(૧) તાવથી પીડાતા દર્દીને વૈદ્યે કહ્યું, "આ તાવ ઉતારી દેવો હોય તો કડુકરીઆતાનો ઉકાળો લઈ લો." બાજુમાં જ એક બીજા અદ્વૈતવાદી બેઠા હતા તે બોલી ઊઠ્યા, "ઓહો! તો તો પછી ધૂળની ચપટી જ લઈ લો ને? કેમ કે બધું જ બ્રહ્મસ્વરૂપ છે. ઉકાળો એય બ્રહ્મ છે, ધૂળની ચપટી એય બ્રહ્મ છે; માટે ઉકાળો ધૂળની ચપટી! જુઓ કેવી મજા થઈ! અહીં તાવ આવવો એ વ્યવહારનું જીવન છે અને નિશ્ચયમાં તાવ શું, તાવવાળું શરીર પણ શું? હવે જે વ્યવહારમાં જીવે છે તે આ 'सर्वं खलु इदं ब्रह्म' એ નિશ્ચયવાક્યનું સાંકર્ય કરી દે, તો કદાપિ ચાલી શકે ખરું? નિશ્ચયદૃષ્ટિએ બધું જ બ્રહ્મસ્વરૂપ છે અને તેથી ઉકાળો અને ધૂળની ચપટી એક જ વસ્તુ છે. આ વાત તદ્દન સાચી છે છતાં વ્યવહારમાં જીવતા માણસને જીવનમાં નિશ્ચયદૃષ્ટિ અમલી બનાવવી એ ભારોભાર અસત્ય નથી શું? શું ધૂળની ચપટી ઉકાળાનું કામ કરીને તાવ ઉતારી નાંખશે? કદાપિ નહિ.

(૨) બીજી એક વાત લઈએ. એક ભાઈએ પૂછ્યું કે 'જો બધું જ બ્રહ્મસ્વરૂપ છે તો લીમડો કડવો લાગે છે અને સાકાર કેમ મીઠી લાગે છે? બેયના સમાન ગુણ કેમ નથી?' અહીં પણ નિશ્ચયવ્યવહારનું સાંકર્ય થઈ ગયું છે.

(૩) ભગવદ્ગીતામાં કહ્યું છે:

विद्याविनयसम्पन्ने, ब्राह्मणे गवि हस्तिनि ।<br>
शुनि चैव श्वपाके च पण्डिताः समदर्शिनः ॥

'વિદ્યાયુક્ત બ્રાહ્મણ શું કે ગાય શું કે હાથી શું ? કૂતરો શું કે ચંડાલ શું ? બધાય તરફ સ્થિતપ્રજ્ઞ પુરુષો સમદૃષ્ટા હોય છે' હવે આ નિશ્ચયદૃષ્ટિ છે અહીં સમદૃષ્ટા કહ્યા પણ સમવર્તી નથી કહ્યા અર્થાત્ ગાયની જેમ પૂજા કરાય છે તેમ ચંડાલની પણ પૂજા કરીને બધા પ્રત્યે સમવર્તાવ રાખવાનું ન કહ્યું વળી જો સમદૃષ્ટિ રાખવાનું કહ્યું તો એનો અર્થ કોઈ એમ ન કરી શકે કે કૂતરાને જેમ પૂંછડું દેખાય છે તેમ બ્રાહ્મણને પણ પૂંછડાનું દર્શન કરવું અથવા બ્રાહ્મણની જેમ કૂતરાને ગળે પણ જનોઈ જોવી પૂંછડું ન હોય તોય પૂંછડું જોવામાં આવે જનોઈ ન હોય તો પણ જનોઈ જોવામાં આવે તો જ પંડિતો સમદૃષ્ટા કહેવાય ને ? આવો પ્રશ્ન કરવામાં આવે તો તે માણસમાં નિશ્ચય વ્યવહારદૃષ્ટિનું સાંકર્ય થયું છે એમ બેધડક કહી શકાય

(૪) બીજા એક સંત પણ આવા સાંકર્યદોષને સમજાવવા શિષ્યોને કહેતા કે, 'પારમાર્થિક દૃષ્ટિએ ચોર નારાયણસ્વરૂપ છે પણ તેથી કાંઈ તેની સાથે ભાઈબંધી ન કરાય ! એ જ રીતે અગ્નિ પણ નારાયણસ્વરૂપ છે પણ તેથી કાંઈ તેને ભેટવા ન જ જવાય !!!' વ્યવહારમાં જીવનારો પરમાર્થ દૃષ્ટિને અમલમાં મૂકવા જાય તો ત્યાંના જેવો ભયંકર ઉલ્કાપાત બીજે ક્યાંય ન થાય

(૫) બીજી એક જ્ઞાન સાથે ગમ્મતની વાત કરું વેદાન્તનો પાઠ આપતા આપતા ગુરુ શિષ્યને કહે છે કે, 'જગન્મિથ્યા'—જે કાંઈ દેખાય છે તે બધું જ મિથ્યા છે

વસ્તુતઃ કાંઈ છે જ નહિ. પણ એક દિવસ મદોન્મત્ત બનીને દોડતા હાથીથી બચવા માટે ભરણજારે ગુરુ દોડવા લાગ્યા. તેમને દોડતા જોઈને તેમનો એક શિષ્ય દૂરથી બૂમ પાડતો બોલવા લાગ્યો, "भो गुरो ! गजो मिथ्या, गजो मिथ्या, गजो मिथ्या!–હાથી જેવું કાંઈ છે જ નહિ પછી તમે દોડો છો શા માટે ?" તે વખતે તરત જ ગુરુએ જવાબ આપ્યો, "अयि वटो ! यथा गजो मिथ्या तथा पलायनमपि मिथ्या"–જો હાથી જેવું કંઈ છે જ નહિ તો આ 'પલાયન' જેવી કોઈ ક્રિયા પણ છે જ નહિ. છતાં જો તું મારી પલાયનક્રિયાને સત્ય માની ચૂક્યો છે માટે જ મને 'गजो मिथ्या' કહીને તેં બૂમ પાડી તો પછી હાથી પણ મિથ્યા નથી, સત્ય જ છે." અહીં એ જ વાત સમજવાની છે કે પરમાર્થદૃષ્ટિ અને વ્યવહારદૃષ્ટિ એ બેયનું આચારમાં મિશ્રણ થઈ શકે નહિ, જો પલાયનની ક્રિયાને વ્યવહારદૃષ્ટિએ જોઈને સત્ય માની લીધી તો તે શિષ્ય ગજને નિશ્ચયદૃષ્ટિથી જોઈને આચરી શકે જ નહિ. ત્યાં પણ તેણે તો વ્યવહારદૃષ્ટિનો જ ઉપયોગ કરવો જોઈએ અથવા તો ઉભયત્ર નિશ્ચયદૃષ્ટિ જ અપનાવવી જોઈએ. પણ આ બેય દૃષ્ટિનું આચારમાં સાંકર્ય તો હિતાવહ ન જ હોઈ શકે.

આટલા વિસ્તૃત વિવેચનનો સાર એ જ છે કે નિશ્ચયવ્યવહારનું પ્રવૃત્તિમાં કે વૃત્તિમાં જડ સાંકર્ય ન હોવું જોઈએ. વ્યવહારદૃષ્ટિમાં જીવતા માણસે આધ્યાત્મિક વિકાસને સિદ્ધ કરવા માટે પ્રથમ તો વ્યવહારનયમાં

જ પાર ગત થવુ જોઇએ અને તે માટે વ્યવહારદૃષ્ટિથી જ જીવનને, તનને અને મનને સર્વત્ર ભાવિત કરવુ જોઇએ

હવે મારે તમને જે મુખ્ય વાત કરવી છે તે રજૂ કરું છુ આ વાતની ભૂમિકારૂપે જ અહીં સુધીની સઘળી વિચારણા સમજવી

આજે મુમુક્ષુ-જગતમા એક ભારે કમનસીબીની બીના ઘટમાન થઈ છે કે જેના પરિણામે પરમાત્મ-ભક્તિમાં દિનપ્રતિદિન ઓટ આવતી જાય છે

વીતરાગ શુ કરે છે? આપણી ઉપર સિદ્ધપરમાત્માનો શો ઉપકાર છે? નથી તેઓ કોઈ ઉપર રિઝાતા, તેમ નથી તેઓ કોઈ ઉપર ખિઝાતા કે જેથી કોઇને સુખી કરી મૂકતા સુખી આપણે જ થવાનુ, દુ ખમુક્ત પણ આપણે જ થવાનુ સાધક મટીને સિદ્ધ પણ આપણે જાતે જ થવાનુ, વીતરાગનુ ત્યા કોઈ મહત્ત્વ નથી,

વ્યવહારમા જીવતા મુમુક્ષુઓના જીવનમા પરમાર્થ દૃષ્ટિનો આ વિચાર આત્મસાત્ થતો જવાનુ પરિણામ એ આવ્યુ છે કે વીતરાગના ભજનિયામા મુમુક્ષુ દિલ લગાવી શકતો નથી શુષ્ક મને એ ગીતો ગાઈ લે છે અને વીતરાગને શુષ્ક રીતે એ ભજી પણ લે છે વીતરાગની આજ્ઞાને પાળવા છતા ક્યાય એનો 'અહ' જરાય મોળો પડતો નથી, એટલુ જ નહિ પણ પેલુ પારમાર્થિક સત્ય એણે જીવનમા ઉતારી લઇને 'અહ'ને ખૂબ જ પુષ્ટ કરી મૂક્યો છે હુ જો નમુ

વીતરાગને તો જ મારાં કર્મ ખપે છે ને? માટે મારું નમન જ કર્મને ખપાવે. વીતરાગ તેમાં શું કરી શકે?

બેશક, આ ખોટી વાત નથી. પરમાર્થદૃષ્ટિ આ નરદમ સત્ય અવગણી શકાય તેવું નથી, છતાં વ્યવહારમાં જીવતા માણસને માટે આના જેવું ભયાનક અસત્ય બીજું કોઈ નથી એ વાત બેધડક સ્વીકારવી પડશે. જે ડોક્ટરનો, વકીલનો, દવાનો, શેઠનો અરે! ગૂમડું પકવી નાંખતા વિલાયતી નળિયાનો પણ ઉપકાર માને છે, એ જ વ્યવહારસ્થ માણસ અહીં પરમાત્માના વિષયમાં પારમાર્થિક સત્યને પકડી લઈને પરમાત્માનો ઉપકાર માનવા લાચારી બતાવે છે! કેવું આપઘાતી વલણ! મનની કેવી જીવલેણ ગરીબી! એક સુસુક્ષુ તપસ્વી આઠ દિવસના ઉપવાસ કરે છે અને જો તે તપ સુંદર રીતે પાર ઊતરી જાય તો જે મુહૂર્તે પચ્ચખ્ખાણ લીધું તે મુહૂર્તનો ઉપકાર યાદ કરે છે; તપ કરતાં અશક્તિ આવી અને અંબર લેવાથી સ્ફુર્તિ આવી તો એ અંબરનોય ઉપકાર યાદ કરે છે; પારણામાં રાબનો ઉપકાર અને શૌચશુદ્ધિ થતાં મગનાં પાણીનો ઉપકાર પણ યાદ કરે છે. આમ ડગલે ને પગલે જડ વસ્તુઓના અનુગ્રહોને કબૂલતો આત્મા શું પરમાત્મા જેવા શુદ્ધ ચૈતન્યના પુંજનો અનુગ્રહ માનતાં અચકાય છે! બીજે ક્યાંય નહિ અને અહીં જ એને પારમાર્થિક સત્યદૃષ્ટિથી વિચારવાનું સૂઝે છે? શું મગનાં પાણીએ પેટ સાફ કર્યું કે મગનું પાણી દીધું માટે પેટ સાફ થયું! મગનું પાણી ન પીવામાં આવે તો શી મજાલ હતી એ મગનાં પાણીની

કે તે પેટ અમારુ સાફ કરી દે? શુ આ હકીકતમા જરાય અસત્ય છે? છતા આ વાતને કોઇ વિચારે છે? જો ના, તો પછી શા માટે આવો હવલેણુ અહકાર સેવવો જોઇએ. કે પરમાત્મા શુ કરે છે? એ તો હુ એમને નમ્યો ત્યારે જ મારા કર્મનો ક્ષય થયો ને ?

એક ઘરડો માણસ લાકડીનુ આલબન લઇને ચાલ્યો જાય છે તમે એને ઊભો રાખીને પૂછો કે, "કાકા, તમે લાકડીના ટેકે ઊભા છો કે લાકડી તમારા ટેકે ઊભી છે?" કાકા તરત જવાબ દેશે, "ભલા માણસ, એમા શુ પૂછવાનુ હતુ? આ લાકડીનો ટેકો મને ન મળે તો હુ ઊભો જ રહી શકુ નહિ" શુ આ વાત સાચી છે? ના ખરી વાત તો એ છે કે કાકા પોતે પોતે લાકડીને ટેકો ન આપે તો લાકડીના ટેકે કાકા ઊભા રહી શકે જ નહિ માટે પરમાર્થ દૃષ્ટિએ તો કાકાના ટેકે લાકડી જ છે, નહિ કે લાકડીના ટેકે કાકા ઊભા છે છતા આ પરમાર્થસત્યનો વ્યવહારમા જરાય ઉપયોગ થતો નથી સહુ એમ જ કહે છે કે લાકડીના ટેકે કાકા ચાલે છે

તો પછી વ્યવહારમા જ જીવતા એવા માણસોએ શા માટે અગીમોપકારીના વિષયમા પરમાર્થ સત્યને અતરમા ઘૂટયા કરવુ જોઇએ? લાકડીના ટેકે ચાલવાનુ, દૂધથી લોહી બનવાનુ, માતાપિતાથી જન્મ પામવાનુ, ઔષધિથી રોગનાશ થવાનુ સ્વીકારનાર વ્યવહારસ્થ આત્મા પરમાત્માથી આત્મ કલ્યાણ થવાનુ માનવામા ખચકાતો હોય તો એના જેવો અભાગિયો બીજો કોઈ આ દુનિયામા નહિ મળી શકે

વિલાયતી નળિયાના ઠીકરાનો ય ગૂમડું પકવવામાં અનુ-ગ્રહ માનનારો પરમાત્માનો અનુગ્રહ માનવામાં આનાકાની કરશે તો અધમાત્માઓની દુનિયામાં જ એને સ્થાન મળશે. જ્યાં એના ઉપર અનંત નિગ્રહોની તડી પડ્યા સિવાય કશું જ જોવા નહિ મળે. નિશ્ચયદૃષ્ટિએ પરમાત્મા કાંઈ જ કરતા નથી, એટલું જ નહિ પણ શુદ્ધ નિશ્ચયનયની દુનિયામાં તો આત્મા સિવાય કશુંય નથી. આત્મા જ એને, એના પોતાના વડે એનામાં મુક્ત કરે છે! રે! કોઈ બદ્ધ જ નથી; મુક્ત પણ કોને કરવાનો? આ દુનિયા જ નથી, દેવ નથી, માનવ નથી, કર્મ નથી, કાંઈ જ નથી. સર્વ શૂન્ય છે. માત્ર આત્મા! કોણે જીવનમાં પચાવ્યો છે આ નિશ્ચયને? જે વ્યવહારમાં જ ઓતપ્રોત છે એને પરમાત્મસ્વરૂપનો નિશ્ચયદૃષ્ટિએ વિચાર જ કરવાનો લેશ પણ અધિકાર નથી. છતાં જો અનધિકાર ચેષ્ટા કરવામાં આવે તો જ્યાં જેનું કોઈ જ બેલી નથી તેવી નિગોદોમાં અનંતકાળ માટે ફેંકાઈ જઈને અનંત દુ:ખોની દારુણ ચિચિયારીઓ પાડવા સિવાય બીજો કોઈ અધિકાર પ્રાપ્ત થવાનો નથી.

માટે રખે એ જીવલેણ ભ્રમનો ભોગ બની જતા કે પરમાત્મા કાંઈ જ કરતા નથી. ચાલો ત્યારે, હવે એ વ્યાવહારિક સત્યને આપણે આત્મસાત્ કરીએ કે એ તારકોના અનુગ્રહે જ આપણે ઊંચે આવી રહ્યા છીએ; આપણે કોઈ પણ વિકાસ સાધી રહ્યા છીએ. અનંત વંદના હો એ અનુગ્રહદાતા તારકોને.

આ પુસ્તક વાંચ્યા પછી તમોને
જે વિચાર ને સંવેદનો
જાગ્યા હોય તે
લખવાનું હાર્દિક
આમંત્રણ
છે



એક હાથેથી બીજા હાથે આ પુસ્તકને ફરતું જ રાખજો જો એને ક્યાંય અટકાવશો નહિ, કબાટમાં ગોંધી રાખશો નહિ, તો અનેકોના જીવનના રૂપ અને રંગ આ પુસ્તક પલટી નાખશે અને આપને તો માત્ર નિમિત્ત બનીને વિપુલ પુણ્યબંધની લહાણી મળતી જ રહેશે


– સૌજન્ય –

**કમલ પ્રકાશન ટ્રસ્ટ**

૫૦૮૨/૩, બીજે માળે, યાજ્ઞિક ઇન્સ્ટિટ્યૂટ સામે,
રતનપોળના નાકે, ગાંધી રોડ, અમદાવાદ-૧